# ઇસ્લામની ચડતી પડતી

યાને

# "મુસદ્દસે હાલી."

( ભાષાન્તર સહીત. )

લખી પ્રસિદ્ધકર્ત્તા.

એદલજી ધનજી કાબા.

અમરેલી—કાઠીયાવાડ.

પહેલી આવૃત્તિ. પ્રત ૫૦૦

ઇ. સ. ૧૯૧૨.

અમદાવાદ—ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં;

પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપી.

કીંમત બાર આના

# ઇસ્લામની ચડતી પડતી.

યાને

## " મુસદ્દસે હાલી. "

( ભાષાન્તર સહીત. )

" ખુદા કોઇપણ કોમની હાલત ત્યાંસુધી નથી "
" બદલતો કે જ્યાંસુધી તે કોમ ખુદ પોતાની "
" હાલત ન બદલે. "

કુરાને મજીદ.

લખી પ્રસિદ્ધકર્તા.

એદલજી ધનજી કાબા.

અમરેલી—કાઠીયાવાડ.

પહેલી આવૃત્તિ. પ્રત ૫૦૦

ઇ. સ. ૧૯૧૨.

કીંમત બાર આના.

૭૮૫

# અર્પણ પત્રિકા.

મહેરબાન નેકનામ

જનાબ ઉસમાનખાન મીયાં સાહેબ

મુ. જુનાગઢ.

જુનાગઢ રાજ્યના મદારૂલ મહામ વઝીરે આઝમ જનાબ
શેખ મહમદ બહાઉદ્દીનભાઇ હાશમભાઇ સી આઇ.
ઇ. જેવા ઇસલામી આકાશમાં તારા સમાન ઝળકી
નીકળેલા ૫ખ્ખે ઇસલામના [illegible] વિદ્વાન પુત્ર
હોઇ આપ અંગ્રેજી ઊંચી કેળવણી સંપાદન
કીધા બાદ સાહિત્ય પ્રત્યે અનહદ પ્રેમ
ધરાવો છો. તેમજ આપણી કેળવણી
થી પછાત પડેલી મુસલમીન કોમને
કેળવણી તરફ અહોનિશ કોશીશ
કરો છો આ સઘળાની શુભ
યાદમાં મારૂં આ ઇસલામી
સાહિત્યનું પુસ્તકજ
આપનેજ અર્પણ
કરવામાં માન
સમજું છું.

અમરેલી-કાઠીયાવાડ. } લી૦ આભારી.
એદલજી ધનજી કાબા

# મુળ ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.

બાલ્યાવસ્થાનો સમય ખરેખર દુનિયાની બાદશાહીનો સમય છે. તે એવા દીલચસ્પ તથા મનોરંજક મેદાનમાં પસાર થયો કે જે દુનિયાની મોહજાળથી તદ્દન દુર હતો. ન તો ત્યાં રેતીના ટેકરા હતા ન કાંટાવાળી ઝાડીઓ. ન તો વાવાઝોડાનાં તોફાનો હતાં કે ન ઝેરી હવાની લપટ હતી. જ્યારે આ મેદાનમાંથી રમતા ગમતા આગળ વધ્યો ત્યારે તેના કરતાં પણ વિશેષ મનહર જંગલ દ્રષ્ટિગોચર થયું. તેના જોવા સાથેજ હજારો તરંગ અને લાખો ઉમંગના ઉભરાઓ સ્વભાવિક રીતે દીલમાં ઉત્પન્ન થવા પામ્યા, પરંતુ આ જંગલ જેટલું આનંદકારી હતુ તેટલુંજ ભય ઉપજાવનારૂં પણ હતું. તેની લીલી કંચન સરખી ઝાડીમાં ભયંકર અને વિકાળ પ્રાણીઓ છુપાયેલાં હતાં અને તેના મનોહર છોડવાઓપર સાપ અને વીંછીઓ લપેટાયલા હતા. જેવો તેની હદમાં પગ મુકયો કે તેના દરેક ખુણામાંથી વાઘ, ચીતા, સાપ અને વીંછીઓ નીકળી પડયા. યુવાવસ્થાની લહેર જો કે જોવા લાયક હતી; પરંતુ દુંન્યવી નકામી મોહજાળને લઈ દમ લેવાની પણ ફુરસદ નહિ મળી. ન તો પોતાના શૃંગારનો ખ્યાલ આવ્યો, ન તો ઇશ્ક તથા જુવાનીની હવા લાગી, ન તો વસ્લની લીઝત ઉઠાવી, ન તો જુદાઇનો સ્વાદ ચાખ્યો.

અલબત્તા શાએરીના કારણે થોડા દીવસ માટે જુઠો આશક થવું પડ્યું. એક ખ્યાલી માશુકની ચાહનામાં દીવાનાપ-

ણુના જંગલની એવી તો ધુળ ઉડાવી કે શીરીન તથા ફરહાદને માત કરી આપ્યા. કદી તંદ્રાના રૂદનથી દુનિયાના ચારેખંડને ડોલાવી નાખ્યા. કદી વેહતા ઝરા સમાન આંખોથી દુનિયાભરને ડુબાડી દીધી. કદી વિયોગની આહોજારીથી ફરીસ્તાઓના કાન પણ બહેરા થઈ ગયા. શીકાયતોની તડામારથી આખી આલમ બુમ પાડી ઉઠી. ફીટકારના ફકરાઓથી આકાશ ચાયણી થઈ ગયું. જ્યારે અદેખાઇનાં વાદળોએ આવી ઘેર્યો ત્યારે સઘળી ખુદાઇને વિરોધી માની લીધી; તે એટલે સુધી કે પોતે પોતાથી બદગુમાન થઈ ગયો. જ્યારે ઇચ્છાના દરીયામાં ભરતીનાં મોજાંઓ ઉમટી આવ્યાં ત્યારે દીલના આકર્ષણથી આકર્ષણ શક્તિનું કામ લીધું. વારંવાર નેણની તલવારથી શહીદ થયો અને અનેકવાર એક ઠોકરથી સજીવન થયો. જાણે. કે જીંદગી એક પેરણ સમાન હતી કે જ્યારે ઇચ્છા થઈ ત્યારે પહેરી કે ઉતારી નાખ્યું. કીયામતના મેદાનમાં ઘણી વખતે આવજાવ થઇ. દોજખ તથા જન્નતની ઘણીવાર સૈર કીધી. શરાબના પીણાપર આવ્યો તો શીશાના શીશા ગટાગટ ખાલી કરી આપ્યા. તેટલું છતાં પણ સંતુષ્ટ ન થયો કદી શરાબખાનાના માચડાપર જઇ કપાળ ઘસ્યું. કદી પીદાંપર જઇ ભિક્ષા માગી, કુફર તરફ પ્રેમ રહ્યો. ઇમાનથી બેઝારી રહી, પીર મુર્શદના હાથપર બેઅત કીધી. બ્રાહ્મણોનો ચેલો થયો. મુર્તિઓની પુજા કીધી, જનોઇઓ પહેરી, ગાત્રી બાંધી, પરહેજગારની નુકતેચીની માટે કહાણીઓ કીધી. વાએઝોના રંગઢંગનું ચિત્ર ખેંચી બતાવ્યું. દેવળ તથા મુર્તિની તાજીમ કીધી, ખાને

કાબા તથા મસજીદનું અપમાન કીધું. ખુદાની મશ્કરી તથા નબીઓની બેઅદબી કીધી. હજરત મસીહના ચમત્કારોને ખેલ માની લીધો, હજરત યુસુફની ખુબસુરતીને તમાશો જણાવ્યો. ગજલ બનાવી તો પવિત્ર નાલાયકોની ભાષા વાપરી. કસીદો લખ્યો તો ભાટ તથા દારૂડીયાઓનાં મુખ ફેરવી આપ્યાં. દરેક માટીમાંથી અકસીરની ખાસીયત શોધી બતાવી. દરેક સુકી લાકડીમાં અસાએ (હ) મુસાના ચમત્કારો દેખાડી આપ્યા. ચાલુ સમયના દરેક નમરૂદને ખલીલ સાથે જઇ મેળવ્યો. દરેક જુઠા પીરઓનને સર્વ શક્તિવાન ખુદા સાથે જઈ લડાવી આપ્યો. જેનો તારીફ કરનાર બન્યો તેને એવો તો છાપરે ચડાવી આપ્યો કે ખુદ તારીફ કરનારને પોતાના જાતી વખાણોમાં કાંઈ સ્વાદજ ન રહ્યો મતલબ કે નામએ આમાલ એવું તો સીયાહ કીધું કે જરાપણ સફેદી બાકી રહેવા દીધી નહિ.

વીસથી ચાલીસ વર્ષની ઉમર સુધી ઘાંચીના બેલની પેઠે એકજ કુંડાળામાં ફરતો રહ્યો અને પોતાની નજરમાં આખી દુનિયાની મુસાફરી કરી ચુકયો. જયારે આંખો ઉઘડી ત્યારે માલુમ પડયું કે જયાંથી નીકળ્યો હતો ત્યાંજ હજુ છઉં.

આંખ ઉંચી કરીને જોયું તો આગળ: પાછળ એક એવું વિશાળ મેદાન નજરે પડ્યું કે, જેમાં અગણિત માર્ગો ચારે તરફ ખુલ્લા પડયા હતા. ખ્યાલ કરવાને માટે પણ સમયનો સંકોચ ન હતો. મનમાં ઇચ્છા થઇ આવી કે કદમ આગળ ચલાવું અને આ મેદાનની સૈર કરૂં, પરંતુ જે કદમો વીશ

વર્ષથી ચાલીસ વર્ષ સુધી બીજી ચાલ ચાલ્યા ન હોય અને જેમની દોડ દોહોડ ગજ જમીનમાં સંકોચાઇ રહી હોય તેનાથી આ વિશાળ મેદાનમાં કામ લેવું કાંઇ આસાન ન હતું. ઉપરાંત વીસ વર્ષની નકામી અને પરિણામ શુન્ય દોડાદોડીમાં હાથ પગ થાકી ચુર થઇ ગયા હતા. અને ચાલવાની શકિત શેકડો જવાબ આપી ચુકી હતી. પરંતુ પગમાં પનોતી હોવાથી શાન્ત બેશી રહેવું પણ મુશકીલ હતું. કેટલાક દહાડાઓ લગી એજ ચીન્તા ચાલુ રહી. એક ડગલું આગળ પડતું હતું તો બીજું પાછળ પડતું હતું. જોયું કે ખુદાનો એક બંદો જે આ મેદાનનો પહેલવાન છે તે એક મહા વિકટ માર્ગમાં માર્ગ કાપી રહ્યો છે. કેટલાક લોકો જે તેની સાથે સાથે ચાલ્યા હતા તે થાકી જઇ પાછળ રહી ગયા છે. કેટલાકો હજુ તેની સાથ અથડાતા કુટાતા ચાલ્યા જાય છે. પરંતુ તેમના હોઠોપર પત્રીઓ જામી ગઇ છે. પગોમાં છાલાં પડી ગયાં છે. સ્વાસ ચડી રહ્યો છે. ચેહરાઓપર હવાઇઓ ઉડી રહી છે. પરંતુ તે હિમ્મતનો બળીઓ પહેલવાન સર્વનો રાહનુમા છે. સાથેજ તે તાજો માજો છે. ન તો તેને માર્ગ કાપવાનો થાક છે ન સાથીઓના છુટી જવાની પરવા છે. ન મંજલઃદુર હોવાની કાંઇ ચીન્તા છે. તેની જાંગોમાં ગજબનું જોર ભરેલું છે. તે જેના તરફ આંખ ઉંચી કરીને જુએ છે તે આંખ મીચી તેની સાથે થઇ જાય છે તેની એક દ્રષ્ટિ આ તરફ પણ પડી અને તે ખરેખર ફાવી ગઇ. વીસ વર્ષનો થાકેલો પાકેલો તેજ મહા વિકટ માર્ગમાં ચાલી નીકળ્યો ન એ ખબર છે કે કયાં જઇએ છીએ.

ન એ માલુમ છે કે શા માટે જઇએ છીએ? ન ખરૂં આમંત્રણુ છે ન સીધા કદમ છે. ન ઇરાદો છે ન દ્રઢતા છે. ન સત્યતા છે ન શુદ્ધતાઇ છે. માત્ર એક બળીવાન હાથ છે કે જે ખેંચતો ચાલ્યો જાય છે.

જમાનાનો નવો ઠાઠમાઠ જોઇ પુરાણી શાએરીથી મન કચવાઇ ગયું હતું. જુદા ધતીંગો યોજતાં શરમ થવા લાગી હતી. ન મિત્રોની ઉશકેરણીથી દીલ વધતુ હતું, ન સોબતીઓની રીસથી કાંઇ જુસ્સો આવતો હતો. પરંતુ આ એક એવા ઝેરી જીવડાનું મુખ બંધ કરવું હતું કે જે જીવડો કોઇ પણ માર્ગથી નીકળી ડસવાનું છોડે તેમ ન હતો. તેથી ગતના ઉમળકાઓ કે જેમના વેગને અટકાવી નાખતાં સ્વાસ રૂંધાઇ રહ્યો હતો તે દીલ તથા મગજમાં કોલાહલ કરી રહ્યા હતા અને કોઇ માર્ગ શોધી રહ્યા હતા. કોમના એક ખરા ખેરખાહે ( જે પોતાની કોમ સિવાય સઘળા દેશમાં એજ નામથી પોકારતો હતો. તે જેટલો પોતાના બળવાન હાથ તથા જોરાવર બાજુથી પોતાના ભાઇઓની સેવા કરી રહ્યો છે તેટલોજ તે દરેક અપંગ તથા નકામા માણસને પણ તેજ કામમાં જોડવા ચાહે છે ) આવી ઠપકો આપી શરમ અપાવી કે " બોલતા પ્રાણી હોવાનો દાવો કરવો અને ખુદાએ આપેલી જીભથી કાંઇ પણ ન બોલવું તે મોટી શરમની વાત છે. કોમની સ્થિતિ તબાહ છે. બંધુઓ ઝલીલ થઇ ગયા છે. માતબર લોકો માટીમાં મળી ગયા છે. ઇલમનો તો ખાતમો થઇ ચુકયો છે. દીન ઇસલામનું માત્ર નામજ બાકી રહ્યું છે. ગરીબાઇનો ઘરઘર પોકાર

છે. પેટ ભરવાના ચારે તરફ સાંસા છે. નીતિરીતી બીલકુલ ખરાબ થઇ ગઇ છે અને ખરાબ થતી જાય છે. તાસુબ યાને ધર્માધતાના ઘટાટોપ વાદળો સઘળી કોમપર ઘેરાઇ ગયા છે. રીતરીવાજની બેડીઓ દરેકના પગમાં પડી છે. અજ્ઞાનતા અને તકલીફ સઘળાની ગરદનપર સવાર છે, તવંગરો કે જે કોમને થોડો ઘણો લાભ પહોંચાડી શકે તે ગાફીલ તથા બેપરવા છે. ધર્મગુરૂઓ કે જેમને કોમી સુધારણામાં મોટો દખલ છે તે જમાનાની હાજતો અને મસલેહતોથી તદન નાવાકેફ છે. એવા સમયમાં જેનાથી જે કાંઇ બની આવે તે બેહતર છે. નહિતર અમો સઘળા એકજ વહાણમાં સવાર છીએ. સઘળા વહાણની સલામતીમાં અમારી સલામતી છે. જોકે લોકો ઘણું લખી ચુકયા છે અને લખી રહ્યા છે પરંતુ કાવ્ય કે જે ઇનસાનને હરદીલ અઝીઝ છે અને ખાસ કરીને આરબ પ્રજાનો વારસો તથા મુસલમીન કોમનો હીસ્સો છે તે દ્વારા કોમને બેદાર કરવાની તજવીજ હજુ સુધી કોઇએ કીધી નથી. જાહેરમાં એમ લાગે છે કે પ્રથમના ધોરણે જે નથી થઇ શકયું તે બીજા ધોરણે પણ નહિ થઇ શકે, પરંતુ આવી સાંકડી સ્થિતિમાં ઇનસાનના દીલપર હમેશાં બે પ્રકારના વિચારો ઉતપન્ન થતા રહે છે. પહેલો એકે અમો કાંઇ પણ કરી શકતા નથી, બીજો એક અમારે કાંઇપણ કરવું જોઇએ. પહેલા પ્રકારનું પરિણામ એ આવ્યું કે કાંઇપણ થયું નહિ બીજા પ્રકારે દુનિયામાં મોટા મોટા અજાએબાત જાહેર કીધા."

કુરાને મસજીદમાં ફરમાન છે કે "અને તે એવો છે કે જ્યારે લોકો નાઉમેદ થઇ જાય છે ત્યારે તે વરસાદ વરસાવે છે અને પોતાની રહેમત મોકલે છે." આવા હુકમપર અમલ કરી બતાવવો જો કે મુશકેલ હતો અને તે સેવાનો બોજ ઉપાડવો દુશવાર હતો પણ નસીહત આપનારની જાદુ ભરેલી વાણી અંતઃકરણમાં અસર કરી ગઇ. અંતઃકરણથી નીકળી હતી તે અંતઃકરણમાંજ જઇ સમાઇ. વરસો થયાં ઠરી ગએલી તબીયતમાં એક ઉભરાણુ આવ્યું, વાસી કઢીમાં એક જોશ આવ્યો, નિસ્તેજ દીલ અને જીર્ણ મગજ ઉપરા સાપરી હુમલાથી કોઇ કામ કરી શકવાને પાત્ર રહ્યું ન હતુ, પણ તેનાથીજ કામ લેવા માંડ્યું અને એક મુસદ્દસનો પાયો નાખ્યો. દુન્યવી જંજાળોથી ફુરસદ બહુજ ઓછી મળી અને બીમારીઓના ચારે તરફના ઘેરાવાથી શાન્તી કદી પ્રાપ્ત ન થઇ; પરંતુ દરેક સ્થિતિમાં એની એજ ધુન લાગી રહી. ઘણી અડચણો સહન કીધા બાદ ખુદાતાલાની મહેરબાનીથી આ ભાંગ્યું તુટયું મુસદ્દસ મારી શક્તિ મુજબનું તૈયાર થઇ ગયું. અને વહાલા ઉપદેશકથી શરમીન્દા ન થવું પડયું. માત્ર એક ઉમેદના આધારે આ દુરદરાજ માર્ગ પસાર કર્યો છે નહિતર મંજલની નીશાની ન હજુ સુધી મળી છે ન ભવિષ્યમાં મળવાની ઉમેદ છે.

આ મુસદ્દસની શરૂઆતમાં પાંચ સાત બંદ ઉપોદઘાતના લખી પ્રથમ આરબોની તે પડતી હાલતનું ચિત્ર ખેંચ્યું છે, કે જે ઇસલામના જહુર પહેલાંની હતી અને જેતું નામ ઇસ્લા-

બીઓએ ઝમાને જાહીલ્યત યાને અજ્ઞાનતાનો સમય રાખ્યું છે. ત્યાર બાદ ઇસલામના સુર્યનું ઉદય થવું, તે ઉમ્મી નબીના શિક્ષણથી તે રણમાં એકાએક લીલોતરી તથા હરીયાળી થઇ જવી, તે રેહમતના વાદળોથી ઉમ્મતની ખેતીને છેવટના વખતે લીલા લહેરવાળી સ્થિતિમાં મુકી જવી, અને દીની તથા દુન્યવી ઉન્નતિમાં મુસલમાનોનું આખી આલમપર સરસાઇ લઇ જવું બયાન કીધું છે. ત્યારબાદ તેની પડતીનું વર્ણન લખ્યું છે અને કોમને માટે પોતાના નિર્માલ્ય હાથોથી એક દર્પણ-ગૃહ બનાવ્યું કે જેમાં આવતાં તેઓ પોતાના રંગઢંગ જોઇ શકે છે અને સમજી શકે છે કે અમો કોણ હતા અને શું થઇ ગયા. જો કે આ મહા મુશકેલીએ તૈયાર કરેલી નજમમાં (જેની મુશકેલીઓ લખનારનું દીલ તથા મગજજ જાણી શકે છે. ) બયાનનો હક ન મારાથી અદા થયો છે તેમ ન થઇ શકે છે પરંતુ ખુદાતાલાનો શુકર છે કે, જે કાંઇ થવા પામ્યું તેટલું થઇ શકવાની પણ ઉમેદ ન હતી. આપણા દેશના મજાક પસંદ લોકો જાહેરમાં આ સરળ અને લુખીસુકી નજમને પસંદ નહિ કરશે, કેમકે તેમાં માત્ર ઐતિહાસિક બનાવો તેમજ કેટલીક આયતો તથા હદીસોનો તરજુમો છે. ઉપરાંત આજકાલ કોમની જે સ્થિતિ છે તેનું આબેહુબ ચિત્ર આળેખવામાં આવ્યું છે. ન તો તેમાં નાજુક ખ્યાલ છે, ન તો ચિત્ર વિચિત્ર વર્ણન છે. ન અતિશ્યોકિતની લીઝત છે, ન મીઠાં વચનોની ચાસણી છે; મતલબ કે કોઈ વાત એવી નથી કે જે દીની બીરાદરોને પ-

સંદ કે તેમના મઝાકને ગોઠતી થઇ પડે. જાણે કે લખનૌ તથા દીલ્લીના નોતરામાં એક એવું જમણ પીરસવામાં આવ્યું છે, કે જેમાં બાફેલી ખીચડી અને ફીકા શાક સિવાય બીજું કાંઇ નથી; પરંતુ યાદ રાખવું:જોઇએ કે, આ નજમની સંકલના કાંઇ લીઝત હાંસલ કરવા તથા વાહવાહ કરાવવાને માટે તૈયાર કરવામાં આવી નથી, પરંતુ બંધુઓ તથા મિત્રોને ગેરત અને શરમ અપાવવાને માટે તૈયાર કીધી છે. જો તેઓ તેને જુએ, વાંચે અને સમજે તો તેમનો મોટો ઉપકાર છે. નહિ-તર કાંઇ શીકાયત નથી.

હાલી.



# પ્રસ્તાવના

પસ્તીકા કોઇ હદસે ગુઝરના દેખે,
ઇસ્લામકા ગીરકર ન ઉભરના દેખે,
માને ન કભી કે મદ હે હર જઝ્રકે બાદ,
દરીયાકા હમારે જો ઉતરના દેખે.

**હાલી**

ખ્વાજા અલતાફ હુસેન હાલી ઉપલી રોબાઇમાં એમ જણાવે છે કે, જે માણુસ ઇસ્લામની પડતીને સંપૂર્ણ રીતે જાણવા પામે તે તેની ફરીથી ચડતી થઇ શકે તેવી માન્યતાને કદી ગ્રાહ્ય કરી શકે નહિ. હીન્દનું રાજ્ય મુસલામીઓના હાથથી નીકળી ગયા બાદ તેઓ સમયની ગતીથી એવા તો ઉલટા ચાલ્યા કે તેમની ઉન્નતી માટે નિરાશા ઉત્પન્ન થઇ જવા પામી. કોમની પ્રત્યેક વ્યક્તિ ઇસલામના શુદ્ધ વર્તનથી એટલી તો વિમુખ થઇ જવા પામી કે તેમના વર્તનથી જો ઇસલામને સિદ્ધ કરવા માગીએ તો તે કદી બનીજ શકે નહિ. તેઓ પડતીની ઉંડામાં ઉંડી ગુફામાં જઇ પડયા હતા, અને હવે પ્રત્યાઘાતનો વારો આવી લાગ્યો હતો. આવી નિરાશાવાળી સ્થિતિ વચ્ચે કોમના કેટલાક બહાદુર યુવાનોએ તેમને પડતીના ગારમાંથી ઉચકી ઉન્નતિના માર્ગ તરફ લઇ જવા પ્રયાસ કીધો. આ પ્રયાસ કરનારા મહા પુરૂષોમાં અલીગઢ કૉલેજના સ્થાપક સર સઇયદ એહમદ, નવાબ મોહસીન-ઉલ-મુલ્ક, મોલવી ચેરાગઅલી, મોલવી મુશતાક હુસેન, મોલવી ઝકાઉલ્લાહ, ખ્વાજા અલતાફ હુસેન હાલી, અને સૈયદ માહમુદના

મુબારક નામે સૂર્યની જેમ પ્રકાશીત છે. તેમના કોમને હચમચાવી નાખનાર લેખોમાં માત્ર ખ્વાજા અલતાફ હુસેન હાલી સિવાય બાકીના ગધમાં હતા. ખ્વાજા અલ્તાફ હુસેન હાલીએ સુધારાનો આત્મા ફુંકવા, કોમને તેમની પ્રાચિન તથા અર્વાચિન સ્થિતિ બતાવવા, ગેરત તથા શરમ ઉત્પન્ન કરવા તથા કોમને એક જીવતી કોમ બનાવવા કાવ્યના શસ્ત્રથી કામ લીધું. આ કાવ્યનાં પુસ્તકો એવાં તો જાદુઇ અસર કરનારાં નીવડયાં કે, તેના જાદુઇ-પણા માટે સર્ટિફીકેટની જરૂર રહી નથી. આવાં કોમને બેદાર કરનારાં ત્રણ પુસ્તકો ગુજરાતીમાં તરજુમા સહ મેં પ્રગટ કર-વાનું કામ હાથ ધરી ખુદાતાલાના ફજલો કરમથી તે પૂર્ણતા-એ પહોંચાડયું છે. આ પુસ્તક ઉપર જણાવેલાં ત્રણ પુસ્તકો પૈકી "મુસદ્દશે હાલી"નું ભાષાન્તર છે.

લગભગ છ વર્ષ થયાં હું મારા ઇસ્લામી ભાઇઓની કાંઇપણ સેવા બજાવી શકાય તો તે બજાવવી, તેવી ઇચ્છાને આધિન થઇ મારી યથાશક્તિ કામ કરતો રહ્યો છું અને તેટ-લી મુદ્દત્તમાં મેં આશરે બે ડઝન ઉપરાંત પુસ્તકો પ્રગટ કરી ઇસલામી ભાઇઓના હાલમાં મુકયાં છે. હાલમાં મારા મનમાં એવો વિચાર ઉત્પન્ન થઇ આવ્યો કે, જયાંસુધી ગુજરાતી ભાષામાં ઇસલામી સાહિત્યનો છુટથી ઉમેરો નહિ થાય અને ઠામઠામ લોકો પોતાની પડતીનો સ્વીકાર નહિ કરે ત્યાંસુધી તેઓ પોતાની સુધારણા માટે પ્રયત્ન કરશે નહિ. આવા ઉદ્દેશથી મેં આ મુસદ્દસે હાલીને ગુજરાતીમાં પ્રગટ કીધું છે તેમાં ઇસલામની ચડતી પડતીનું એવું તો હૃદયભેદક વર્ણન છે કે, જે સાંભળી પથ્થરનું જીગર પણ પીગળ્યા વિના રહે નહિ. સાથેજ ઇસ-

લામના દરેક પ્રકારના લોકો આજ કાલ કેવી કફોડી સ્થિતિમાં પોતાનું જીવન ગાળી રહ્યા છે તેનું એવું તો આબેહુબ અને અસરકારક વર્ણન કીધું છે કે, તેનું તે કરતાં સરસ વર્ણન થઈ શકવુંજ મુશ્કેલ છે. દરેક વર્ગને તેની કફોડી સ્થિતિ જણાવી આપી જાગૃતિનો માર્ગ સૂચવ્યો છે. આ મુસદ્દસના બંદો ઇસ્લામી પુસ્તકોમાં, ભાષણોમાં અને જલસાઓમાં બહુજ છુટથી વપરાવા લાગ્યા છે. ભાષા કવીના મુખથી એવી તો બામહાવરા નીકળી છે કે, જે તીર સમાન જીગરમાં જઇ પેસે છે.

વ્હાલા ઇસ્લામી ભાઇઓ ! હવે ગફલત તથા ઉંઘવાનો જમાનો રહ્યો નથી. સઘળી કોમો જાગૃત થઇ ચુકી છે. ઇલમની ગાડીઓમાં બેસી સઘળી કોમો ઉન્નતિના શીખરને પહોંચવા દોડવા મંડી ગઇ છે. માટે જાગો, પોતાની નીતિરીતિ સુધારો અને પોતાનાં બાળકોને કેળવણી આપવા માટે ઠામઠામ હીલચાલો ઉભી કરો. આવી સઘળી નસીહતથી આ નાનું સરખું પુસ્તક છલોછલ ભર્યું છે તેના કીમતી બંદોને ન્યાયદ્રષ્ટિથી વાંચો–વંચાવો અને અમલ કરો.

છેવટે હું મારા ઇસલામી ભાઇઓ પાસેથી એટલું જરૂર માગી લઇશ કે, આ પુસ્તકના વિચારો ઇસલામના શુભેચ્છક મોલાના અલતાફ હુસેન હાલીના છે, અને તેથી સઘળી આફરીનના તેઓજ હકદાર છે. માત્ર મેં સાર લખી છપાવી આપ વાંચકવર્ગના હાથમાં રજુ કરેલ છે. તેમાં જો કોઈ ઠેકાણે શરતચુક હોય તો મોટું મન દાખવી દરગુજર કરશો એવી હું આશા રાખું છું.

ખાદીમે ઇસલામ.

**એદલજી ધનજી કાબા.**

# ઇસ્લામની ચડતી પડતી.

## મુસદ્દસે હાલી.

કીસીને યેહ બુકરાતસે જાકે પુછા,
મરઝ તેરે નઝદીક મોહલક હેં કયા કયા ?
કહા દુખ જહાંમે નહિ કોઇ એસા,
કે જીસકી દવા હકને કી હો ન પૈદા,
મગર વોહ મરઝ જીસકો આસાન સમઝે,
કહે જો તબીબ ઉસકો હીઝયાન સમઝે. ૧

સાર–કોઇએ બુકરાત નામના મહા પ્રવિણ વૈદને પુછ્યું કે તારી દ્રષ્ટિમાં કઇ કઇ બીમારીઓ મહા ભયંકર છે ? તેણે જવાબ આપ્યો કે, દુનિયામાં કોઇપણ બીમારી એવી નથી કે જેની દવા ખુદાએ ઉતપન્ન કીધી ન હોય; પરંતુ જે બીમારીને લોકો સાધારણ સમજે અને વૈદ જે કહે તેને માત્ર ખાલી બકવાસ જણાવે તે બીમારી મહા ભયંકર છે.

સબબ યા અલામત ગર ઉન્કો સુઝાએં,
તો તશખીશમેં સૌ નીકાલેં ખતાએં,
દવા ઓર પરહેઝ સે જી ચુરાએં,
યુંહી રફ્તા રફ્તા મરઝકો બઢાએં,
તબીબુસે હરગીઝ ન માનુસ હોં વોહ,
યહાં તકકે જીનેસે માયુસ હોં વોહ. ૨

સાર–બીમારીનાં કારણો તથા તેની પીછાણુ તેને સમજાવતાં તે તેમાં અનેક વાંધાઓ ઉઠાવે. દવા અને પરહેજીથી નાસતો ફરે અને તેમ કરતાં કરતાં બીમારીને વધારી મુકે. વૈદોની વાતને જરાપણુ મચક આપે નહિ; તે એટલે સુધી કે બીમારી અસાધ્ય થઈ મરણુ પથારીએ જઇ પડે.

યેહી હાલ દુનિયામેં ઇસ કોમ કા હય,
ભંવરમેં જહાઝ આકે જીસકા ધિરા હય
કીનારા હે દુર ઓર તુંફા બપા હય,
ગુમાં હય યેહ હરદમ કે અબ ડુબતા હય,
નહિ લેતે કરવટ મગર એહલે કીસ્તી,
પડે સોતે હેં બેખબર એહલે કીસ્તી. ૩

સાર–ઉપર જણાવ્યા મુજબનીજ સ્થિતિ આજે મુસલમાન કોમની છે તેની નાવ ભંવરમાં આવી ઘેરાઇ છે. કીનારો ઘણો છેટે અને તોફાન મોટું છે, પ્રત્યેક ઘડી એવી ધાસ્તી છે કે તે ડુબી જશે; છતાં પણુ નાવમાં બેસેલા લોકો પડખું પણુ બદલતા નથી. સઘળાઓ બેફામ ઉંઘતા પડયા છે.

ઘટા સરપે એદબારકી છા રહી હય,
ફ્લાકત સમા અપના દીખ્લા રહી હય,
નહુસત પસો પેશ મુંડલા રહી હય,
ચપો રાસ્તસે યેહ સદા આ રહી હય,
કે કલ કોન થે ? આજ કયા હોગએ તુમ ?
અભી જાગતેથે અભી સો ગએ તુમ. ૪

સાર–માથાપર પડતીના વાદળો ઘટાટોપ આવી ઘેરાયાં છે. પડતી પોતાનું વિકાળ સ્વરૂપ દેખાડી રહી છે. ખરાબીના પડઘા સંભળાઈ રહ્યા છે. ચારે તરફથી એવો પોકાર થઇ રહયો છે કે કાલે આપણે કોણ હતા ? અને આજે શું થઇ ગયા ? હજુ હમણાંજ જાગતા હતા અને હમણાંજ ઉંઘાઇ ગયા !

પર ઉસ કોમ ગાફીલકી ગફ્લત વોહી હય;
તનઝુલપે અપની કીનાઅત વોહી હય,
મીલે ખાકમેં પર રોઉનત વોહી હય,
હુઇ સુબ્હ ઓર ખાબે રાહત વોહી હય,
ન અફસોસ ઉન્હેં અપની ઝીલ્લતપે હય કુચ્છ,
ન રશ્ક ઓર કોમુંકી ઇઝ્ઝતપે હય કુચ્છ. ૫

સાર—એટલું છતાં પણ તે ગાફીલ કોમની ગફલત જેવીને તેવીજ છે. પડતી છતાં પોતાનો સંતોષ જેવોને તેવોજ છે. માટીમાં મળી ગઇ છતાં ટંગડી ઉંચીજ છે સવાર થયું

છતાં નીંદ્રાની ખુમારી જેવીને તેવીજ છે. પોતાની પડતી માટે તેમને જરાપણુ અફ્સોસ નથી. બીજી કોમોની ઇજ્જત માટે જરાપણુ અદેખાઇ નથી.

બહાયમકી ઓર ઉન્કી હાલત હે યકસાં.
કે જીસ હાલમેં હેં ઉસી મેં હેં શાંદાં,
ન ઝીલ્લતસે નફરત ન ઇઝ્ઝતકા અરમાં,
ન દોઝખસે તરસાં, ન જન્નતકે ખાહાં,
લીયા અકલો દીંસે ન કુચ્છ કામ ઉન્હુંને,
કીયા દીને બરહકકો બદનામ ઉન્હુંને. ૬

સાર—પશુઓ અને તેમની સ્થિતી સરખીજ છે; કેમકે તેઓ જે સ્થિતિમાં છે તેમાંજ મસ્ત છે, ન તેમને અપમાનથી અણુગમો છે. ન ઇજ્જતની ઇચ્છા છે. ન દોજખની બીક છે, ન જન્નતની ખાહેશ છે. તેમણે બુદ્ધિ તથા દીનથી કાંઇપણુ કામ લીધું નહિ અને નાહક તેમણે ખરા દીનને બદનામ કીધો.

વોહ દીં જીસ્ને આદાકો અખ્વાં બનાયા
વહુશ ઓર બહાયમકો ઇન્સાં બનાયા,
દરીન્દુકો ગમખારે દૌરાં બનાયા,
ગડરીઉંકો આલમકા સુલ્તાં બનાયા,
વોહ ખત્તા જો થા એક ઢોરૂંકા ગલ્લા,
ગીરાં કરદીયા ઉસ્કા આલમસે પલ્લા. ૭

સાર—કયા દીનને તેમણે બદનામ કીધો? એ દીન કે જેણે શત્રુઓને મિત્ર બનાવ્યા, એ દીન કે જેણે પશુઓને ઇનસાન બનાવ્યા, એ દીન કે જેણે વિકાળ પ્રાણીઓને જગતના હમદર્દ બનાવ્યાં અને ભરવાડોને દુનિયાના સુલતાન બનાવ્યા. આરબ દેશ કે જે ઢોરોનું નિવાસ સ્થાન હતું તેનું છાબડું સઘળી આલમ કરતાં તેણે નીચે નમાવી આપ્યું.

અરબ જીસકા ચર્ચાહે યેહ કુચ્છ વોહ કીયાથા?
જહાંસે અલગ એક જઝીરાનુમા થા,
ઝમાનેસે પેવદ ઉસકા જુદા થા,
ન કીશવરસેતાં થા ન કીશવરકુશા થા.
તમદ્દનકા ઉસપર પડા થા ન સાયા,
તરક્કીકા થા વાં કદમ તક ન આયા. ૮

સાર—અરબસ્તાન દેશ તે શું હતો? દુનીયાથી તદ્દન નિરાળો એક દ્વીપકલ્પ હતો. બીજા ખંડોથી તે અલગ હતો. ન રાજ્ય હતું, ન કોઈ કાયદો હતો. સુધારાનો છાંયો તેના પર પડયોજ ન હતો. ઉન્નતિનો કદમ હજી ત્યાંસુધી આવ્યોજ ન હતો.

ન આબો હવા એસીથી રૂહ પરવર,
કે કાબીલ હી પેદા હોં ખુદ જીસસે જોહર
ન કુચ્છ એસે સામાન થે વાં મયસ્સર,
કંવલ જીસસે ખીલજાએ દીલકે સરાસર,

ન સબઝાથા સેહરા મેં પૈદા ન પાની,
ફકત આબે બારાં પે થી ઝીન્દગાની. ૯

સાર—ત્યાંની આબો હવા પણ કાંઇ સરસ નહિ હતી કે જેથી ખુદબખુદ ત્યાં હીરાઓ પાકી નીકળે અને દીલનાં કમળ ખીલી નીકળે. એવો કશો પણ સરંજામ ત્યાં હતોજ નહિ, ન તો જંગલમાં લીલોતરી હતી. ન તો પાણી હતું. માત્ર વરસાદના પાણીપરજ જીંદગીનો આધાર હતો.

ઝમીં સંગલાખ ઓર હવા આતેશ અફશાં,
લુઉંકી લપટ બાદે સરસર કે તુફાં,
પહાડ ઓર ટીલે સરાબ ઓર બયાબાં,
ખજુરૂં કે ઝુન્ડ ઓર ખારે મુગીલાં,
ન ખેતુમેં ગલ્લા ન જંગલમેં ખેતી,
અરબ ઓર કુલ કાએનાત ઉસ્કી યેહથી. ૧૦

સાર—પહાડી જમીન અને અગ્નિ વરસાવતી હવા, ગરમ લુની લપટ અને હવાનાં તોફાનો, પહાડ, ટેકરા, રણુ અને ઉજડ જંગલ, ખજુરીઓના ઝુમખા અને બાવળના કાંટાઓ, ન તો કોઠીમાં અનાજ અને ન તો જંગલમાં ખેતી હતી. આરબ દેશ અને તેમનું સર્વસ્વ તે આજ હતું.

ન વાં મીસ્રકી રોશની જલવાગર થી,
ન યુંનાન કે ઇલ્મો ફનકી ખબર થી,

વોહી અપની ફીતરતપે તબ્બે બસરથી,
ખુદા કી ઝમીં બીન જુતી સર બસરથી
પહાડ ઓર સેહરામેં ડેરા થા સબકા,
તલે આસમાં કે બસેરા થા સબકા. ૧૧

સાર—ન તો ત્યાં મીસરનો પ્રકાશ પ્રકાશીત હતો. ન તો યુનાનની વિદ્યા–કળાની કોઇને ખબર હતી. એમજ કુદરતી ધોરણે ગાડું ગબડતું જતું હતું. અને ખુદાતાલાની જમીન વ-ગર ખેડાએલી પડી હતી. પહાડો અને જંગલમાં સર્વેનો વસ વાટ હતો, અને આકાશ તળે તેમનું રહેઠાણ હતું.

કહીં આગ પુજતીથી વાં બે મહાબા,
કહીં થા કવાકેબ પરસ્તી કા ચરચા,
બોહોતસે થે તસલીસ પર દીલસે શૈદા,
બુતુંકા અમલ સુબસુ જાબજા થા.
કરીશ્મુંઓ રાહેબ કે થા સૈદ કોઇ,
તીલસ્મું મેં કાહન કે થા કેદ કોઈ. ૧૨

સાર—એ ધડક અગ્નિની પુજા ચાલી રહી હતી. કોઇ ઠેકાણે ગૃહોની પુજાપાઠની ચકમાર ચાલતી હતી. ઘણાઓ બાપ, બેટા તથા પવિત્ર આત્માપર ફીદા હતા. ઠામઠામ મુર્તી પુજા ઘર કરી બેઠી હતી. કોઇ પાદરીના ચમત્કારોનો શીકાર થઇ પડયો હતો. કેટલાકો જયોતિષ શાસ્ત્રીઓના ગુલામ બની ગયા હતા.

વોહ દુનિયા મેં ઘર સબસે પહેલા ખુદાકા
ખલીલ એક મેમાર થા જીસ બિના કા,
અઝલમેં મશીયતને થા જીસ્કો તાકા,
કે ઇસ ઘરસે ઉબ્લેગા ચશ્મા હુદા કા,
વોહ તીરથ થા એક બુત પરસ્તુંકા ગોયા
જહાં નામ હકકા ન થા કોઇ જોયા. ૧૩

સાર—દુનિયામાં ખુદાતાલાનું પહેલ વહેલું ઘર ખાનએ કાબા કે જેના ચણનાર હ. ઇબ્રાહિમ ખલીલુલ્લાહ હતા. ખુદાતાલાએ પ્રથમ રોજથીજ એવું નિર્માણ કીધું હતું કે, તેજ ઘરથી હિદાયતનો ઝરો ઉછળી નીકળશે. ખાનએ કાબા મુર્તિપુજકોનું મોટું તીર્થ બની ગયુ હતું. તેમાં ખુદાતાલાનું નામ લેનાર કોઇપણ ન હતું.

કબીલા કબીલાકા બુત એક જુદા થા,
કીસીકા હુબલ થા કીસીકા સફા થા,
યેહ અઝે પે વોહ નાયલા પે શીદા થા,
ઇસી તરહા ઘર ઘર નયા એક ખુદાથા,
નેહાં અબરે ઝુલ્મત મેં થા મેહરે અનવર,
અંધેરા થા ફારાનકી ચોટીયું પર. ૧૪

સાર—કબીલા કબીલાની મુર્તીઓ જુદી જુદી હતી. કોઇ હુબલ, કોઇ સફા અને કોઇ અઝા નામની મુર્તીઓ પર શીદા હતા. એવી રીતે ઘર ઘરનો જુદો જુદો ખુદા થઇ પડયો

હતો, અજ્ઞાનતાના વાદળે નુરાની ચંદ્રમાને ઢાંકી આપ્યો હતો, મક્કા શરીફપર અંધકાર છવાઇ રહ્યો હતો.

ચલન ઉન્કે જીતને થે સબ વેહશિયાના,
હરેક લુટ ઓર માર મેં થા યગાના.
ફસાદું મેં કટતાથા ઉન્કા ઝમાના,
નથા કોઇ કાનુનકા તાઝીયાના,
વોહ થે કત્લો ગારતમેં ચાલાક એસે,
દરીન્દે હોં જંગલ મેં બેબાક જેસે. ૧૫

સાર—તે સઘળાઓની વર્તણુક જંગલીઓ સરખી હતી. દરેક લુટફાટ તથા મારધાડ કરવામાં કુશળ હતો. ઝઘડા ફસાદોમાંજ તેમનું આયુષ્ય પસાર થતું હતું. તેમના પર કોઇપણ પ્રકારનો રાજકીય કાયદો હતોજ નહિ. ખુના મરકી કરવામાં તેઓ એવાતો ચાલાક હતા કે જેવાં ચાલાક જંગલના વિકાળ પ્રાણીઓ હોય છે.

ન ટલતે થે હરગીઝ જો અડ બૈઠતે થે,
સુલઝતે નથે જબ ઝઘડ બૈઠતે થે,
જો દો શખ્શ આપસમેં લડ બૈઠતે થે,
તો સદહા કબીલે બીગડ બેઠતે થે,
બુલંદ એક હોતાથા ગર વાં શરારા.
તો ઉસસે ભડક ઉઠતાથા મુલ્ક સારા. ૧૬

સાર—તેઓ જે વાતની અડ લઇ બેસતા હતા તેને છોડતાજ ન હતા. જ્યારે ઝઘડો કરી પડતા હતા ત્યારે કોઇના સમજાવ્યા સમજતાજ ન હતા, જો બે માણસો અન્યો અન્ય લડી પડતા હતા તો તેને લઇ સેંકડો કબીલાઓ તેમાં જોડાઇ જંગ મચાવતા હતા. જો ત્યાં એક ચીણગારી ઉંચી થતી હતી તો તેથી આખો દેશ સળગી ઉઠતો હતો.

વોહ બક્ર ઓર તગલબકી બાહમ લડાઇ,
સદી જીસ્મેં આધી ઉન્હુંને ગંવાઇ.
કબીલું કી કરદીથી જીસ્ને સફાઇ,
થી એક આગ હરસુ અરબમેં લગાઇ,
ન ઝઘડા કોઇ મુલ્કો દૌલતકા થા વોહ,
કરીશ્મા એક ઉન્કી જહાલતકા થા વોહ.

સાર—અન્યો અન્યની બકર તથા તગલબની લડાઇમાં તેઓએ અરધો સૈકો ગુમાવી નાખ્યો. તે લડાઇએ કબીલાના કબીલા સફાચટ કરી નાખ્યા હતા. અને અર્બસ્તાનમાં ઠામ ઠામ અગ્નિ સળગાવી મુકી હતી. કાંઇ રાજ્ય કે દોલત માટે ઝઘડોજ ન હતો. માત્ર તેમની અજ્ઞાનતાનોજ એક ચમત્કાર હતો.

ઇસી તરહા એક ઓર ખું રેઝ બેદા,
અરબ મેં લકબ હર્બ વાહસ હે જીસ્કા

૪૩૯



રહા એક મુદ્દત તક આપસ મેં બરપા
બહા ખુનકા હર તરફ જીસ્મે: દરીયા,
સબબ ઉસ્કા લીખ્ખા હે યે અસમઇને;
કે ઘોડ દોડ મેં ચેંદ કી થી કીસીને. ૧૮

સાર—એવીજ રીતે અર્બસ્તાનમાં વાહસની લડાઇએ મોટી ખુના મરકી કીધી હતી. લાંબી મુદ્દત સુધી તેને લઇ લડાઈ ચાલુ રહી હતી અને લોહીની નદીઓ વહી ગઇ હતી. અસમઇ નામના તવારીખ નવીસે તેનું કારણુ ઘોડદોડની સરતમાં કોઇએ ઘોડાને ભડકાવી નાખ્યાનું જણુાવ્યું છે.

કહીં થા મવેશી ચરાને પે ઝઘડા,
કહીં પેહલે ઘોડા બહડાને પે ઝઘડા,
લબેજુ કહીં આને જાને પે ઝઘડા,
કહીં પાની પીને પીલાને પે ઝઘડા,
યુંહી રોઝ હોતીથી તકરાર ઉન્મેં
યુંહી ચલતી રેહતીથી તલવાર ઉન્મેં ૧૯

સાર-કોઇ જગોએ ઢોર ચારવા ચરાવવા માટે, કોઇ જગોએ ઘોડો આગળ દોડાવવા માટે, કોઇ જગોએ નજીકથી પસાર થઇ જવા માટે અને કોઇ જગોએ પાણી પીવા પીવડાવવા માટે ઝઘડાઓ થતા હતા. આવાજ કારણે હરરોજ તકરારો તથા તલવારો તેમનામાં ચાલુ રહેતી હતી.

જો હોતીથી પૈદા કીસી ઘરમેં દુખ્તર,
તો ઓફે શમાતતસે બેરહેમ માદર,
ફીરે દેખતી જબથી શૌહર કે તેવર,
કહી ઝીન્દા ગાડ આતી થી ઉસ્કો જાકર,
વોહ ગોદ ઐસી નફરતસે કરતીથી ખાલી,
જને સાંપ જૈસે કોઇ જન્ને વાલી. ૨૦

સાર—જ્યારે કોઇ ઘરમાં પુત્રીનો જન્મ થતો હતો ત્યારે નિર્દય માતા બહુજ નારાજ થતી હતી. જ્યારે તેણી પોતાના પતીને પણ તે માટે નારાજ થએલો જોતી ત્યારે તેણી તે બાળકને જંગલમાં જઇ જીવતું દાટી આવતી હતી. જેમ સાપણ પોતાના બચ્ચાંનો ભક્ષ કરી જાયછે તેમ આ ઘાતકી માતા પોતાની ગોદ ખાલી કરતી હતી.

જુવા ઉન્કી દીન રાતકી દીલ્લગીથી,
શરાબ ઉન્કી ઘુટ્ટીમેં ગોયા પડીથી,
તઇયશ થા ગફલતથી દીવાનગીથી,
ગરઝ હર તરાહ ઉન્કી હાલત બુરીથી,
બોહોત ઇસતરાહ ગુઝરીથી ઉન્કો સદીયાં,
કે છાઇ હુઇ નેકીયું પરથી બદીયાં. ૨૧

સાર—જુગાર રમવો તે તેમની રાત્રી દિવસની દીલલગી હતી. શરાબ તો તેમનું સાધારણ પીણું થઇ પડયું હતું. જ્યાં

જોઇએ ત્યાં વ્યભિચાર, નાદાની અને ગફલતજ ચાલુ હતી. મતલબ કે તેમની હાલત બહુજ ખરાબ હતી. આવી સ્થિતિમાં તેમનાપર કેટલાક સૈકાઓ પસાર થઇ જવા પામ્યા હતા.

યકાયેક હુઇ ગૈરતે હક કો હરકત,
બહડા જાનેબે બુકુબેસ અબ્રે રેહમત,
અદા ખાક બતહાને કી વોહ વદીયત,
ચલે આતે થે જીસકી દેતે શહાદત,
હુઇ પેહલુએ આમેના સે હુવૈદા,
દુઆએ ખલીલ ઓર નવીદે મસીહા. ૨૨

સાર—તેટલામાં ખુદાતાલાની દયામાં અચાનક કોલાહલ ઉભો થયો. અને અબુ કોબેસ પહાડ તરફ તેની દયાનાં વાદળો આવવાં શરૂ થયાં. મક્કા શરીફની ભુમિએ પોતાની તે પવિત્ર અમાનત અદા કીધી કે જેની પ્રથમના પૈગંબરો આગાહીઓ આપતા આવ્યા હતા. હજરત ઇબ્રાહિમ ખલીલુલ્લાહ અને હજરત ઇસા રૂહુલ્લાહની ભવિષ્ય વાણી મુજબ હજરત બીબી આમેનાથી ઇસલામના મહાન સ્થાપક હજરત મોહંમદ સ. નો જન્મ થયો.

હુએ માહવ આલમસે આસારે ઝુલમત,
કે તાલૈ હુવા માહ બુરજે સઆદત,
ન છટકી મગર ચાંદની એક મુદ્દત,
કે થા અબ્ર મેં માહતાબે રીસાલત,

યેહ ચાલીસવેં સાલ લુતફે ખુદાસે,
કીયા ચાંદને બેત ગારે હરા સે. ૨૩

સાર—નેકનામી રૂપી સુર્યનો ઉદય થતાં અંધકારના ચીન્હો નાબુદ થયાં. થોડી મુદત્ત સુધી તો ચાંદનીએ ચટકુ દેખાડયું નહિ; કેમકે નબુવ્વતનો ચંદ્રમા વાદળમાં ઢંકાએલો હતો; પરંતુ ચાલીસમે વર્ષે અલ્લાતાલાની કૃપાથી હરા પહાડની તળેટીમાંથી તે ચંદ્રમા પ્રકાશતો નીકળી આવ્યો.

વોહ નબીઉંમેં રેહમત લકબ પાને વાલા,
મુરાદેં ગરીબું કી બર લાને વાલા,
મુસીબતમેં ગૈરૂંકે કામ આને વાલા,
વોહ અપને પરાએ કા ગમ ખાને વાલા,
ફકીરૂંકા મલજા ઝઇફુંકા માવા,
યતીમુંકા વાલી ગુલામુંકા મૌલા. ૨૪

સાર—તે મહાન પેગંબર કોણુ ? તે સઘળા નબીઓમાં રેહમતનો બેતાબ મેળવનાર, ગરીબોની મુરાદો બર લાવનાર, બીજાના સંકટોનું નિવારણુ કરનાર, પોતાના તથા પરાયાનો ગમ ખાનાર, ભિક્ષુકોનો આશ્રયદાતા અને અનાથો તથા ગુલામોનો સરદાર.

ખતા કાર સે દર ગુઝર કરને વાલા,
બદ અંદેશકે દીલમેં ઘર કરને વાલા,

મસ્લાસહકા ઝેરા ઝબર કરને વાલા,
કબાયેલકા શીરા શકર કરને વાલા,
ઉતર કર હરાસે સુએ કામ આયા,
ઓર એક નુસ્ખએ કીમીયા સાથ લાયા. ૨૫

સાર—તે કોણુ? ખતા કરનારની ખતાને દરગુજર કરવાવાળો, અવિચારીના મનમાં પણ જગો મેળવનાર, ઝઘડા ફસાદોને નિર્મુળ કરનાર અને વિરોધી કબીલાઓને પણ દુધ સાકર કરી આપનાર, તે હરા પહાડ પરથી ઉતરીને પોતાની કોમ તરફ આવ્યો અને પોતાની સાથે એક કીમીયાનો નુસખો લેતો આવ્યો.

મીસે ખામકો જીસ્ને કુંદન બનાયા,
ખરા ઓર ખોટા અલગ કર દીખાયા,
અરબ જીસ્પે કરનુંસે થા જેહલ છાંયા,
પલટ દી બસ એક આનમેં ઉસ્કી કાયા,
રહા ડર ન બેઠેહો મૌજે બલાકા,
ઇધરસે ઉધર ફીટ ગયા રૂખ હવાકા. ૨૬

સાર—તેણે ખાલીસ ત્રાંબાને તદન સોનુંજ બનાવી આપ્યું. સત્ય અને અસત્યને જુદું કરી દેખાડ્યું. આરબો કે જેમના પર સૈકાઓ થયાં અજ્ઞાનતા છવાઇ ગઇ હતી તેની એક પલકમાંજ કાયા પલટાવી આપી. હવે વહાણને તોફાનની ધાસ્તીજ રહી નહિ. હવાનું રૂખજ તેણે પલટાવી નાખ્યું.

પડી કાનમેં ધાત થી એક નીકમ્મી,
ન કુચ્છ કદ્રથી ઔર ન કીમતથી જીરકી,
તબીયતમેં જો ઉસ્કે જોહરથે અસલી,
હુએ સબથે મીટ્ટીમે મીલકર વોહ મીટ્ટી,
ન થા સખ્ત ઇલ્મે કઝાઓ કદરમેં,
કે બન જાએગી વોહ તીલા એક નઝરમેં. ૨૭

**સાર**–ખાણુમાં તદન નકામી ધાતુ પડી હતી તેની કાંઇ ગણુના કે કીમત હતીજ નહિ. તેમાં મુળ ખુબીઓ હતી તે માટીમાં મળી જઇ માટીજ થઇ ગઇ હતી. કીસમતમાં પણુ લખેલું નહિ હતું કે, તેના પર દૃષ્ટિ પડતાંજ તે સોનું થઇ જશે.

વોહ ફખ્રે અરબ ઝેબ મેહરાબો મીમ્બર,
તમામ એહલે મકાકો હમરાહ લેકર,
ગયા એક દીન હસ્બે ફરમાને દાવર,
સુએ દશ્ત ઔર ચહડકે કોહે સફાપર,
યેહ ફરમાયા સબસે કે અય આલે ગાલેબ,
સમઝતે હો તુમ મુજકો સાદેક કે કાઝેબ. ૨૮

**સાર**–તે અર્બસ્તાનનો દીપક તથા મેહરાબ તેમજ મીમ્બરનો શણુગાર, ખુદાના હુકમથી સઘળા મકકાવાસીઓને સાથે લઇ સફા પહાડ પર ગયો. તેણે તેમને ફરમાવ્યું કે, ઓ ગાલીબની ઓલાદ, તમો મને સાચો સમજો છો કે જુઠો?

કહા સબને કોલ આજતક કોઇ તેરા,
કભી હમને જુઠા સુના ઓર ન દેખા,
કહા ગર સમઝતેં હો તુમ મુજકો એસા,
તો બાવર કરોગે અગર મેં કહુંગા,
કે ફોજે ગીરાં પુસ્ત કોહે સફા પર,
પડી હે કે લુટે તુમેં ઘાત પા કર. ૨૯

સાર–સઘળાઓએ કહ્યું કે "તારૂં એક પણ વચન કે કામ અમોએ જુઠું સાંભળ્યું કે જોયું નથી. ફરમાવ્યું કે "જો તમો મને તેવોજ સમજતા હો તો, હું જે વાત કહું તેનાપર તમો વિસ્વાસ લાવશો ? હું કહુંછું કે, સફા પહાડની પીઠ પાછળ એક મોટું લશકર તમોને લુંટી લેવાને માટે આવીને પડેલું છે."

કહા તેરી હર બાતકા યાં યકીં હય,
કે બચપનસે સાદેક હે તું ઓર અમીં હય,
કહા ગર મેરી બાત યેહ દીલ નશીં હય,
તો સુનલો ખીલાફ ઉસમેં અસલા નહિહય,
કે સબ કાફલા યાંસે હય જાને વાલા,
ડરો ઉસ્સે જો વક્ત હય આને વાલા. ૩૦

સાર–લોકોએ કહ્યું કે "તારા દરેક બોલપર અમોને સંપુર્ણ વિશ્વાસ છે, કેમકે તું બાલ્યાવસ્થાથીજ સાચો અને અમીન છે." ફરમાવ્યું કે "જ્યારે મારી વાતપર તમોને વિ-

શ્વાસ છે તો પછી હું જે કહું છું તેમાં કાંઇ પણ જુઠું છેજ નહિ. યાદ રાખો કે "આ સઘળો કાફલો અહિંથી જતો રહેવાવાળો છે. જે વખત ભવિષ્યમાં આવનાર છે તેનાથી ડરો."

વોહ બીજલીકા કડકા થા યા સૌત હાદી,
અરબકી ઝમીં જીસ્ને સારી હીલા દી,
નઇ એક લગન દીલમેં સબકે લગાદી,
એક આવાઝ મેં સોતી બસ્તી જગાદી,
પડા હર તરફ ગુલ યેહ પૈગામ હકસે,
કે ગુંજ ઉઠે દસ્તો જબલ નામ હકસે. ૩૧

સાર–તેનો બોલ વીજળીની ગર્જના હતો કે ઉપદેશનો ધડાકો હતો ! તેણે અર્બસ્તાનની સઘળી જમીનને ધ્રુજાવી મુકી. સઘળાઓના દીલમાં એક નવી લાગણી ઉભી કરી આપી. એક અવાજમાંજ ઉંઘેલી પ્રજાને જાગ્રત કરી આપી. ખુદાતાલાના પૈગામનો ઘોંઘાટ ચારે તરપ પ્રસરી જતાં પહાડ અને જંગલ ગાજી ઉઠયાં.

સબક ફીર શરીયતકા ઉન્કો પડાયા,
હકીકતકા ગુર ઉન્કો એક એક બતાયા,
ઝમાનેકે બીગડે હુઉકો બનાયા,
બોહોત દીનકે સોતે હુઉંકો જગાયા,
ખુલે થે ન જો રાઝ અબતક જહાં પર,
વોહ દીખ્લા દીયે એક પરદા ઉઠા કર. ૩૨

સાર-ત્યાર બાદ તેમને શરીયતનો સબક શીખવાડયો અને પછી હકીકતની કુંચીઓ બતાવી. જમાનાઓ થયા જે બગડી ગયા હતા તેને સુધારી આપ્યા. જે બહુજ મુદ્દત થયા ઉંઘાતા હતા તેમને જગાડી આપ્યા. જે ભેદો હજુ દુનિયાપર ખુલ્લા થવા પામ્યા નહોતા તે એક પરદો ઊંચો કરી દેખાડી આપ્યા.

કીસીકો અઝલકા નથા યાદ પૈમાં,
ભુલાયે થે બંદુને માલેક કે ફરમાં,
ઝમાનેમેં થા દૌર સેહબાએ બતલાં,
મએ હકસે માહરમ નથી બઝમે દૌરાં,
અછુતા થા તૌહીદકા જામ અબતક,
ખુમે માર્ફતકા થા મું ખામ અબતક. ૩૩

સાર-કોઇને પણ પ્રથમ દીવસે અપાએલી કબુલાત યાદ-જ નહતી. બંદાઓએ પોતાના માલીકના ફરમાનોને ભુલાવી આપ્યાં હતાં. સર્વત્ર દુષ્ટતાના શરાબનો દૌર ચાલી રહ્યો હતો. પવિત્રતાના શરાબથી દુનિયા તદ્દન અજાણીજ હતી. તવહીદ-નો જામ હજુ સુધી તદ્દન અઓટ હતો. મારેફતના શરાબનું પીપ હજુ પેકબંધજ પડયું હતું.

ન વાકેફ થે ઇન્સાં કઝા ઔર જઝાસે,
ન આગાહ થે મબ્દઓ મુન્તહાસે,
લગાઇથી એક એકને લો માસિવાસે,
પડે થે બોહોત દુર બંદે ખુદાસે,

યેહ સુન્તેહી થર્રા ગયા ગલ્લા સારા,
યેહ રાઇને લલકાર કર જબ પુકારા. ૩૪

સાર-મનુષ્યો પોતાના કર્મ તથા બદલાથી તદ્દન અજાણ્યા હતા. ન શરૂઆત કે છેવટની તેમને ખબર હતી. દરેક લોકોએ પોતાનું લક્ષ ગેરવાજબી માર્ગ તરફ ખેંચ્યું હતું. ખુદાના બંદાઓ ખુદાઇથી ઘણે દુર જઇ પડયા હતા.

કે હે ઝાત વાહેદ ઇબાદત કે લાયક,
ઝબાં ઓર દીલકી શહાદત કે લાયક,
ઉસીકે હેં ફરમાન ઇતાઅત કે લાયક,
ઉસી કી હે સરકાર ખીદમત કે લાયક,
લગાઓ તો લૌ ઉસસે અપના લગાઓ,
ઝુકાઓ તો સર ઉસકે આગે ઝુકાઓ. ૩૫

સાર-પરંતુ તે રાઇએ જ્યારે લલકારીને પોકાર કીધો કે ઇબાદતને લાયક માત્ર ખુદાની જાત વાહેદ છે. દીલ તથા જીભથી ગવાહી આપવાને તે લાયક છે. તેનાંજ ફરમાનો માથે ચડાવવા લાયક છે. તેનીજ સરકાર સેવા કરવાને પાત્ર છે. જો પોતાનું ધ્યાન ધરો તો તેના તરફજ ધરો. જો કોઇની પાસે પોતાનું માથું નમાવો તો તેનીજ આગળ નમાવો. ત્યારે સઘળું ટોળું થરથર કંપી ઉઠયું.

ઉસીપર હમેશાં ભરોસા કરો તુમ,
ઉસીકે સદા ઈશ્કકા દમ ભરો તુમ,

ઉસીકે ગઝબસે ડરો ગર ડરો તુમ,
ઉસીકી તલબમેં મરો જબ મરો તુમ,
મુબર્રા હે શીરકતસે ઉસકી ખુદાઇ,
નહિ ઉસકે આગે કીસીકો બડાઈ. ૩૬

સાર–તેનાપરજ હમેશાં ભરોસો રાખો, તેનાજ ઇશ્કનો હમેશાં દમ ભરો, તેનાજ ગજબથી ડરો, તેનેજ હાંસલ કરવામાં ફના થઇ જાઓ. તેની જાત શીર્કથી રહિત છે. તેની આગળ કોઇને વડાઈ નથી.

ખીરદ ઓર ઇદરાક રંજુર હેં વાં,
મહો મહેર અદનાસે મઝદુર હેં વાં,
જહાંદાર મગલુબ વ મકહુર હેં વાં,
નબી ઓર સીદ્દીક મજબુર હેં વાં,
ન પુરસીશ હે રાહબાનો અહબારકી વાં,
ન પરવા હે અબરારો એહરારકી વાં. ૩૭

સાર–તર્ક અને બુદ્ધિ અત્રે લાચાર છે. સૂર્ય તથા ચંદ્રમા તેના અદના ગુલામ છે. બાદશાહો આધિન અને લાચાર છે. નબી અને સીદ્દીક તદન મજબુર છે. ત્યાં ઉલ્મા તથા આબીદોની પડપુછ નથી. તેમજ નેક અને ગ્યાની ધ્યાનીની ત્યાં પરવાજ નથી.

નસારાને જીસ તરહા ખાયા હે ધોકા,
કે સમજે વોહ ઇસાકો બેટા ખુદાકા,

મુઝે તુમ સમઝના ન ઝીનહાર ઐસા,
મેરી હદસે રૂતબા બહડાના ન મેરા,
સબ ઇનસાન હેં વાં જીસતરેહ સરફગંદા,
ઇસી તરેહ હું મેં ભી એક ઉસકા બંદા ૩૮

સાર–જેવી રીતે ખ્રીસ્તીઓએ ભુલથાપ ખાધીછે, કે તેઓ હજરત ઈસા અ૦ ને ખુદાનો પુત્ર સમજે છે. મને તમો કદી પણ તેવો સમજતા નહિ. મારો મરતબો હદ કરતાં વધારી નાખશો નહિ, જેવી રીતે બીજા ઇનસાનો છે તેવી રીતનો હું પણ તેનો એક બંદો છું.

બનાના ન તુરબતકો મેરી સનમ તુમ,
ન કરના મેરી કબ્રપર સરકો ખમ તુમ,
નહિ બંદા હોનેમેં કુચ્છ મુજસે કમ તુમ,
કે બેચારગીમેં બરાબર હેં હમ તુમ,
મુઝે દી હે હકને બસ ઇતની બુઝુરગી,
કે બંદા ભી હું ઉસકા ઓર એલચી ભી. ૩૯

સાર–મારી કબરને તમો મુર્તિ નહિ બનાવશો, તેમજ મારી કબરપર તમારી ગરદન ઝુકાવશો નહિ. બંદો હોવામાં મારા કરતાં તમો કાંઇ ઓછા નથી. લાચારપણામાં તમો અને હું બરાબર છીએ. માત્ર ખુદાતાલાએ મને એટલી ફજીલત આપી છે કે, હું તેનો બંદો હોવા ઉપરાંત તેનો એલચી પણ છું.

ઇસીતરહા દીલ ઉનકા એકએકસે તોડા,
હરેક કીબ્લએ કજસે મું ઉનકા મોડા,
કહીં માસિવાકા ઇલાકા ન છોડા,
ખુદાવંદસે રીસ્તા ઉલફતકા જોડા,
કભી કે જો ફીરતે થે માલીકસે ભાગે,
દીયે સર ઝુકા ઉન્કે માલીકકે આગે. ૪૦

સાર—એવી રીતે સઘળી નકામી બાબતો તરફથી તેમનું વલણ ફેરવી નાખ્યું. આડો તેડો સબંધ કહીં પણ રહેવા નહિ આપતાં ખુદાવંદ સાથેજ તેમનો સંબંધી જોડી આપ્યો. મુદ્દત થયા જે માલીકથી ભાગ્યા ફરતા હતા તેમની ગરદનો માલીકના કદમ આગળ ઝુકાવી આપી.

પતા અસ્લ મકસુદકા પા ગયા જબ,
નીશાં ગંજે દોલતકા હાથ આ ગયા જબ,
મહોબતસે દીલ ઉનકા ગરમા ગયા જબ,
સમાં ઉન્પે તૌહીદકા છા ગયા જબ,
સીખાએ મઇશતકે આદાબ ઉન્કો,
પડાએ તમદ્દનકે સબ બાબ ઉનકો. ૪૧

સાર—જ્યારે મુળ હેતુ પ્રાપ્ત થઇ ગયો, સત્ય દોલતનો ગંજ હાથ લાગી ગયો, પ્રેમની ગરમીથી તેમનું દીલ ગરમાઇ ગયું અને તોહીદની ખુબીઓ તેમના મગજમાં ઠસાઇ ગઇ ત્યારે તેમને જીંદગી જોગવવાનાં તથા સુધારાનાં લક્ષણો સુચવી આપ્યાં.

જતાઇ ઉન્હેં વકતકી કદ્રો કીમત,
દીલાઇ ઉન્હેં કામકી હીર્સો રગબત,
કહા છોડ દેંગે સબ આખરકો રીફાકત,
હોં ફરઝંદો ઝન ઉસ્મે યા માલો દોલત,
ન છોડેગા પર સાથ હરગીજ તુમ્હારા,
ભલાઇ મેં જો વકત તુમને ગુઝારા. ૪૨

સાર—ત્યાર બાદ તેમને વખતની કદર તથા કીમત જણાવી, કામ ધંધાની લાલચ તથા ઉશકેરણી આપી સમજાવ્યું કે સઘળાઓ છેવટે તમારો સાથ છોડી આપશે; ભલે પછી તે પુત્ર, સ્ત્રી કે માલ દોલત કાં ન હોય ! માત્ર નેકી કરવામાં તમોએ જે વખત ગુજાર્યો છે તે તમારો સાથ કદી છોડી આપશે નહિ.

ગનીમત હે સેહત અલાલતસે પહલે,
ફરાગત મશાગીલકી કસરતસે પેહલે,
જવાની બુહડાપેકી ઝેહમતસે પેહલે,
એકામત મુસાફીરકી રેહલતસે પેહલે,
ફકીરીસે પેહલે ગનીમત હે દૌલત,
જો કરના હય કરલો કે થોડી હય મોહલત ૪૩

સાર—તેણે જણાવ્યું કે બીમારી પહેલાં તનદુરસ્તી, શ્રમના બોજા પહેલાં વિશ્રાન્તી, ઘડપણની આપદા પહેલાં યુવાવસ્થા, મુસાફરના ગુજરી જવા પહેલાં તેની સેવા ચાકરી અને ફકી-

રી પહેલાં તવંગરી ગનીમત છે. તમારે જે કાંઇ કરવાનું હોય તે કરવા મંડો કેમકે બહુજ થોડો સમય બાકી છે.

યેહ કેહકર કીયા ઇલ્મપર ઉન્કો શેદા,
કે હેં દુર રેહમતસે સબ એહલે દુનિયા,
મગર ધ્યાન હે જીન્કો હરદમ ખુદા કા,
હે તાલીમકા યા સદા જીનમે ચરચા,
ઉન્હીંકે લીએ યાં હે નેઅમત ખુદાકી,
ઉન્હીં પર હે વાં જાકે રેહમત ખુદાકી. ૪૪

સાર-તેણે એમ કહી તેમને વિદ્યા સંપાદન કરવા તરફ દોર્યા કે જેઓ હમેશાં ખુદાની બંદગી તથા કેળવણીની ચર્ચા ચલાવતા રહે છે તેમના માટેજ અહીં ખુદાતાલાની નીયામતો નાઝીલ થાય છે. તેમજ આખરતમાં પણ તેમને જન્નત નસીબ થાય છે. બાકીનાઓ ખુદાની રેહમતથી દુર રહેવા પામે છે.

સીખાઇ ઉન્હેં નુએ ઇન્સાંપે શફકત,
કહા હે યેહ ઇસલામીઉંકી અલામત,
કે હમ સાયાસે રખતે હેં વોહ મોહબ્બત,
શબો રોઝ પોંહચાતે હેં ઉસકો રાહત,
વોહ જો હકસે અપને લીયે ચાહતે હેં,
વોહી હર બશરકે લીયે ચાહતે હેં. ૪૫

સાર-પછી મનુષ્ય માત્ર પર પ્રેમ રાખવાનું સમજાવ્યું અને કહ્યું કે ઇસલામીઓની એજ નીશાની છે, કે તે પાડોશી ઉપર હમેશાં પ્રેમ રાખે છે, અને રાત્રી દીવસ તેને સુખ પ-

હોંચાડવા પ્રયત્ન કરે છે. તેઓ પોતા માટે જે ઇચ્છે છે તેજ બીજા મનુષ્યો માટે પણ ઇચ્છે છે.

ખુદા રેહમ કરતા નહિ ઉસ બશર પર,
નહો દર્દકી ચોટ જીસકે જીગર પર,
કીસીકે ગર આફ્તત ગુઝર જાએ સરપર,
પડે ગમકા સાયા ન ઉસ બેઅસર પર,
કરો મેહરબાની તુમ એહલે ઝમીં પર,
ખુદા મેહરબાં હોગા અર્શે બરીં પર. ૪૬

સાર–ખુદાતાલા તે મનુષ્યપર દયા નથી કરતો કે જે મનુષ્યના અંતઃકરણમાં લાગણીનો ચટકો નથી. તેમજ કોઇપર આફ્તતનું વાદળ પસાર થઇ જાય છતાં તેનાપર લાગણીનો સ્હેજ અસર પણ થવા પામતો નથી તમો સઘળા મનુષ્ય માત્રપર મેહરબાનીથી વર્તો તો તમારાપર ખુદાતાલા અર્શે બરીં ઉપર પણ મેહરબાન થશે.

ડરાયા તાઅસ્સુબસે ઉન્કો યેહ કેહકર,
કે ઝીન્દા રહા ઓર મરા જો ઇસીપર,
હુવા વોહ હમારી જમાઅતસે બાહર,
વોહ સાથી હમારા ન હમ ઉસ્કે યાવર,
નહિ હકસે કુચ્છ ઉસ મોહબ્બતકો બહરા
કે જો તુમકો અંધા કરે ઓર બેહરા, ૪૭

સાર–તેમને એમ કહી ધર્માંધતાથી બીવડાવ્યા કે જે માણુસ ધર્માંધ સ્થિતિમાં જીવતો રહ્યો તથા મરણ પામ્યો તે

ઇસલામી જમાતથી બહાર છે. તેવો માણુસ ન તો મારો સાથી છે તેમ ન હું તેનો મદદગાર છું. ખુદાતાલાને તેવી મહોબત પસંદ નથી કે જે મહોબત તમોને આંધળો તથા બેહરો કરી મુકે.

બચાયા બુરાઇસે ઉનકો યેહ કેહકર,
કે તાઅતસે તર્કે મઆસી હે બેહતર,
તવર્રા કા હે ઝાતમેં જીન્કી જોહર,
નહોંગે કભી આબીદ ઉનકે બરાબર,
કરો ઝીક્ર એહલે વરાકા જહાં તુમ,
ન લો આબીદુંકા કભી નામ વાં તુમ, ૪૮

સાર—તેમને એમ કહી દુર્ગુણોથી બચાવ્યા કે બંદગી કરતાં અનીતિથી બચવું તે બેહતર છે જેઓ હમેશાં નીતિરીતિથી ચાલે છે તેમની બરાબરી કદી આબીદો કરી શકનાર નથી. જ્યાં તમો નીતિવાન પુરૂષોનું વર્ણન કરો ત્યાં આબીદોનું કદી નામ પણ લેશો નહિ.

ગરીબુંકો મેહનતકી રગબત દીલાઈ,
કે બાઝુસે અપને કરો તુમ કમાઇ,
ખબર તા કે લો ઉસસે અપની પરાઇ,
ન કરની પડે તુમકો દર દર ગદાઇ,
તલબસે હે દુનિયાકી ગર યાં યેહ નીય્યત,
તો ચમકોગે વાં માહે કામીલકી સુરત, ૪૯

સાર—ગરીબ વર્ગને જાત મહેનતનો શોખ ઉતપન્ન કરાવવા માટે તેમને જણાવ્યું કે તમો તમારી જાત મહેનતથી કમાણી કરો કે જેથી તમો પોતાની તેમજ પારકાની હાજતો પુરી કરી શકો અને તમને ઘરઘર ભિક્ષા માગવી ન પડે. દુનિયા તલબ કરવાની જો તમારી આવીજ નીયત હશે તો આખરતમાં તમો ચોદમી રાત્રીના ચંદ્રમાની જેમ ચમકી ઉઠશો

અમીરૂંકો તંમ્બીહ કી ઇસ તરાહ પર,
કે હેં તુમમેં જો અગનીયા ઓર તવંગર,
અગર અપને તબકેમેં હો સબસે બેહતર,
બની નુઅ કે હોં મદદગારો યાવર,
ન કરતે હોં બે મશવેરત કામ હરગીઝ,
ઉઠાતે નહોં બેધડક ગામ હરગીઝ ૫૦

સાર—અમીરોને એવો બોધ આપ્યો કે તમારામાં જેની સ્થિતિ ઘણી સારી હોય તેણે મનુષ્ય જાતની મદદ કરવી જોઇએ. જે લોકો સારી સલાહ લીધા સિવાય કે વગર વિચાર્યે કોઇ કામ હાથ ધરતા નથી. તે લોકો પુરૂષ વર્ગમાં ઘણાજ ઉત્તમ છે.

તો મરદુંસે આસુદા તરહે વોહ તબકા,
ઝમાના મુબારક મીલે જીસકો અયસા,
પે જબ એહલે દૌલતહોં અશરારે દુનિયાં,
નહો એશમેં જીનકો ઓરૂંકી પરવા,

નહિ ઉસ ઝમાનેમેં કુચ્છ ખૈરો બરકત,
અકામતસે બેહતર હે ઉસ વક્ત રેહલત ૫૧

સાર-જેમને ઉપર જણુાવ્યા મુજબનો સમય પ્રાપ્ત થાય તે બહુજ ઉત્તમ છે. પરંતુ જો શ્રીમંત વર્ગના લોકો કુકર્મી, વ્યભિચારી અને બીજાઓની કાંઇ પણુ પરવા નહિ કરનારા હોય તો તેવા સમયમાં કાંઇ પણુ ખુબી કે બરકત નથી. તેવા સ્થળને પણુ તજી આપવું જોઇએ.

દીયે ફેર દીલ ઉન્કે મકરો રીયા સે,
ભરા ઉન્કે સીનેકો સીદકો સફા સે,
બચાયા ઉન્હેં કઝબસે ઇપતરા સે,
કીયા સુર્ખરૂ ખલ્કસે ઓર ખુદા સે,
રહા કોલ હકમેં ન કુછ બાક ઉન્કો,
બસ એક શોબમેં કરદીયા પાક ઉન્કો. ૫૨

સાર-ત્યાર બાદ તેઓના દીલમાં દગલબાજી તથા જુઠો દંભ હતો તે કહડાવી નાખ્યો. અને તેને બદલે તેમનાં અંતઃકરણુમાં સત્યતા તથા શુદ્ધતાઇ ભરી આપી. તેમને અસત્ય તથા જુઠાં આળ ચડાવવાથી બચાવ્યા તથા દુનિયા તથા આખેરતમાં તેમને નેક નામ બનાવ્યા. સત્ય વાત જાહેર કરવામાં તેમને જરા પણુ ધાસ્તી રહેવા પામી નહિ. માત્ર એક ધોણુમાંજ તેમને બીલકુલ પાક સાફ કરી આપ્યા.

કહીં હીફ્ઝે સેહતકે આઈ સીખાએ,
સફરકે કહીં શોક ઉન્કો દીલાએ,

મફાદ ઉન્કો સૌદાગરીકે સુઝાએ,
ઓસુલ ઉન્કો ફરમાંદહી કે બતાએ,
નીશાં રાહ મંઝીલકા એક એક દીખાયા
બની નુઅકા ઉન્કો રાહબર બનાયા. ૫૩

સાર-કોઈ વખતે આરોગ્યતાના નિયમો સમજાવ્યા તો કોઇ વખતે દેશાટણનો શોખ ઉતપન્ન કરાવ્યો. કોઇ વખતે વેપાર રોજગારના લાભો જણાવ્યા તો કોઇ વખતે રાજનીતિનાં કારણો બતાવ્યાં. માર્ગ તથા મંજલની એકેએક નીશાની બતાવી આપી અને તેમને મનુષ્ય જાતના સુધારક બનાવ્યા.

હુઇ એસી આદતપે તાલીમ ગાલેબ,
કે બાતીલકે શૈદા હુએ હકકે તાલેબ,
મુનાકબસે બદલે ગએ સબ મસાલેબ,
હુએ રૂહસે બેહરાવર ઉન્કે કાલેબ,
જીસે રાજ રદ કર ચુકેથે વોડ પત્થર,
હુઆ જોકે આખેર વોહ કાયમ સીરેપર. ૫૪

સાર-તેમની નઠારી રીતભાત ઉપર તે નબીના પવિત્ર શિક્ષણે એવો તોં ગલબો હાસલ કીધો કે, જુઠી વાતપર ફીદા થઇ જનારા લોકો સત્યના શોધકો બની ગયા. તેમના દુર્ગુણો સદગુણોથી બદલાઇ ગયા. તેમનાં અંતઃકરણો આત્મિક શુદ્ધતાઇથી પવિત્ર થઇ ગયાં. જે પથ્થરને કુશળ કારીગરો નકામો જાહેર કરી ચુકયા હતા તે પથ્થરને તેણે બરાબર મોખરે ગોઠવી આપ્યો.

જબ ઉમ્મતકો સબ મીલચુકી હક્કી નેઅમત,
અદા કરચુકી ફર્ઝ અપના રીસાલત,
રહી હકપે બાકી ન બંદુકી હુજ્જત,
નબીને કીયા ખલ્કસે કરદે રેહલત,
તો ઇસલામકી વારીસ એક કોમ છોડી
કે દુનિયામેં જીસ્કી મીસાલેં હેં થોડી. ૫૫

સાર–જ્યારે તે ઉમ્મતને ખુદાતાલાની સંપુર્ણ ન્યામત મળી ચુકી અને તે નબીની રીસાલત પણ બરાબર અદા થઇ ચુકી ત્યારે બંદાઓ પર ખુદાતાલાની કોઇ પણ હુજત બાકી રહેવા પામી નહિ. તે વખતે તે નબીએ આએ જહાનને તજી આપી. પણ દુનિયામાં ઇસલામની વારસ એવી એક કોમ છોડી કે જેના દાખલા બહુજ થોડાજ મળી શકે છે.

સબ ઇસલામકે હુકમ બરદાર બંદે,
સબ ઇસલામીઉંકે મદદગાર બંદે.
ખુદા ઓર નબીકે વફાદાર બંદે,
યતીમુંકે રાંડું કે ગમખાર બંદે,
રહે કુફ્રો બાતેલસે બેઝાર સારે,
નશે મેં મએ હકકે સરશાર સારે. ૫૬

સાર–તે ઇસલામના વારસો કેવા હતા ? સઘળા ઇસલામના વચન પ્રમાણે અમલ કરનારા, સઘળા ઇસલામીઓની

અન્યોઅન્ય મદદ કરનારા, ખુદા તથા નબીના વફાદાર અને અનાથ તથા વીધવાની દાઝ હૈડે ધરનારા. તે સઘળાઓ અસત્ય વાતને ધિકારનારા અને સત્ય વાત ગ્રહણ કરવાના નીશામાં ચકચુર.

જહાલતકી રસમેં મીટા દેને વાલે.
કહાનતકી બુન્યાદ ઢા દેને વાલે,
સર અહેકામે દીંપર ઝુકા દેને વાલે.
ખુદાકે લીયે ઘર લુટા દેને વાલે.
હર આફતમેં સીના સીપર કરને વાલે,
ફકત એક અલ્લાહસે ડરને વાલે, ૫૭

સાર—તે ઇસલામના વારસો કેવા હતા ? અજ્ઞાનતાની રૂઢીઓને તોડી પાડનારા, ભુતપ્રેતની વ્હેમી વાતોને જડમુળથી ઉખેડી નાખનારા, દીનના ફરમાનો પર માથુ ઝુકાવનારા, ખુદા તાલાના માર્ગમાં પોતાનું ઘરબાર લુટાવી આપનારા, દરેક સંકટમાં હિમ્મત ધરનારા અને માત્ર અલ્લાહથીજ ડરનારા.

અગર ઇખ્તેલાફ ઉન્મેં બાહમ દીગરથા,
તો બીલકુલ મદાર ઉસ્કા એખલાસપર થા,
ઝઘડતેથે લેકીન ન ઝઘડુંમેં શર થા,
ખીલાફ આશ્તીસે ખુશ આઇંદા તરથા.
યેહથી મોજ પેહલી ઉસ આઝાદગીકી,
હરા જીસ્સે હોનેકો થા બાગ ગેતી. ૫૮

સાર–તેમનામાં અન્યોઅન્ય મતભેદ પણ હતો પણ તેનો આધાર તદન નિખાલસ ધોરણપર હતો. ઝઘડો કરતા હતા પરંતુ ઝઘડામાં બુરાઇ ન હતી. ઉલટી વિરોધ કરતાં સલાહ કરવામાં સરસાઇ હતી. આ સ્વતંત્રતાનો પહેલોજ ઉછળતો મોજો હતો કે જે મોજો ભવિષ્યમાં દુનિયાની ખેતીના બાગને ખીલવી નાખનાર હતો.

ન ખાનુંમેં થી વાં તકલ્લુફકી કુલફત,
ન પોશીશસે મકસુદથી ઝેબો ઝીનત,
અમીર ઔર લશકરકી થી એક સુરત.
ફકીર ઔર ગની સબકીથી એક હાલત,
લગાયા થા માલીને એક બાગ એસા,
નથા જીસ્મે છોટા બડા કોઇ પૌદા, ૫૯

સાર–તેઓમાં ખાણા પીણાનો ઠાઠમાઠ નહિ હતો. પોશાકમાં પણ ભપકાનો ખ્યાલ ન હતો. અમલદાર તથા સિપાઇનો એક સરખોજ દેખાવ હતો. અમીર અને ગરીબ સઘળાઓ એકજ હાલતમાં હતા. માળીએ એક એવો બાગ લગાડી આપ્યો હતો કે તેમાં એક પણ છોડ નાનો મોટો ન હતો.

ખલીફા થે ઉમ્મતકે એસે નીગેહબાં,
હો ગલ્લેકા જૈસે નીગેહબાન ચોપાં,
સમઝતે થે ઝીમ્મી વ મુસલીમકો યકસાં,
નથા અબ્દો હુરમેં તફાવત નુમાયાં,

કનીઝ ઓર બાનુંથી આપસમેં એસી,
ઝમાનેમેં માંજાઇ બેહનેં હોં જેસી. ૬૦

સાર–ખલીફાઓ ઉમ્મતના એવા રક્ષક હતા કે જેવા રક્ષક ભરવાડો પોતાના ટોળાના હોય છે. મુસલમીન તથા પરધર્મીને બરાબર સમજતા હતા. શેઠ તથા ગુલામમાં જરાપણ તફાવત હતો નહિ. શેઠાણી તથા દાસીમાં અન્યોઅન્ય એવી વર્તન હતી કે જેવી મા જણી બેહનોમાં હોયછે.

રહે હકમેંથી દોડ ઓર ભાગ ઉનકી,
ફકત હકપે થી જીસસે થી લાગ ઉન્કી,
ભડકતી ન થી ખુદ બખુદ આગ ઉન્કી
શરીયતકે કબઝેમેં થી બાગ ઉન્કી,
જહાં કરદીયા નર્મ નરમા ગએ વોહ,
જહાં કર દીયા ગર્મ ગરમા ગએ વોહ ૬૧

સાર–તેમની સઘળી દોડાદોડી માત્ર ખુદાના માર્ગ માટેજ હતી. તેમનું નિશાન માત્ર ખુદાઈ સબંધ તરફજ હતું. તેમનામાં વગર કારણે અગ્નિ સળગી ઉઠતી નહતી. તેમની લગામ શરીયતના કબજામાંજ હતી. નરમ કરી આપતાં તેઓ નરમ અને ગરમ કરી આપતાં તેઓ ગરમ થઇ જતા હતા.

કીફાયત જહાં ચાહીયે વાં કીફાયત,
સખાવત જહાં ચાહીયે વાં સખાવત,
જચ્ચી ઓર તલ્લી દુશમની ઓર મહોબ્બત,
ન બે વજહા ઉલફત ન બે વજહા નફરત,

ઝુકા હકસે જો ઝુક ગએ ઉસપે વોહભી
રૂકા હકસે જો રૂક ગએ ઉસસે વોહભી. ૬૨

સાર—જ્યાં કરકસર જોઇએ ત્યાં કરકસર, જ્યાં સખાવત જોઇએ ત્યાં સખાવત, દુશ્મની ખરી પણ જોઇએ તે કરતાં ઓછી, વળી વિના કારણે મિત્રતા કે શત્રુતા હતીજ નહિ. જો સત્ય આગળ કોઈ ઝુકી જતું તો તેઓ પણ ઝુકાઇ જતા હતા. સત્ય વાત આગળ જે અટકી પડતું હતું તો તેમની આગળ તેઓ પણ અટકી પડતા હતા.

તરક્કીકા જીસદમ ખેયાલ ઉન્કો આયા,
એક અંધેર થા રૂએ મસ્કુંમેં છાયા,
હરેક કોમ પર થા તનઝ્ઝલકા સાયા,
બુલંદી સે થા જીસ્ને સબકો ગીરાયા,
વોહ નેશન જો હેં આજ ગરદુંકે તારે
ધુંદલકે મેં પસ્તી કે પીનહાં થે સારે. ૬૩

સાર—જે વખતે તેમને ઉન્નતિનો વિચાર થઈ આવ્યો તે વખતે દુનિયાના ચારે ખુંટમાં અંધકાર છવાઇ રહ્યો હતો. હરેક કોમ પડતીની ગુફામાં ગબડી રહી હતી. ઉન્નતિના શીખરે સઘળાઓને નીચે ગબડાવી મુકયા હતા. જે કોમો આજે આકાશમાં તારા સમાન ચળકી રહી છે તે તે વખતે પડતીના અંધારામાં છુપાઇ રહીઓ હતી.

ન હંગામાથા ગર્મ દંયાનીઉં કા,
ન ઇકબાલ યાવર થા નસરાનીઉં કા,

પરાગંદા દફતર થા યુનાનીઉં કા,
પરેશાં થા શીરાઝા, સાસાનીઉં કા,
જહાઝ એહલે રોમાકા થા ડગમગાતા,
ચેરાગ એહલે ઇરાંકા થા ટમટમાતા, ૬૪

સાર-ન તો યાહુદીઓમાં ઉન્નતિની ધમાલ હતી. ન તો ખ્રીસ્તીઓના કીસમત ચમકી ઉઠયાં હતાં. યુનાનીઓનું દફતર પણ પરાગંદા થઈ ગયું હતું, સાસાની રાજ્યનાં મુળો પણ ખવાઇ ગયાં હતાં. રોમન જહાઝ ઝકોલા ખાઈ રહ્યું હતું. ઇરાનનો ચેરાગ માત્ર ટમટમી રહ્યો હતો.

ઇધર હીન્દમેં હર તરફ થા અંધેરા,
કે થા ગીયાન ગુનકા લદા યાંસે ડેરા,
ઉધર થા અજમકો જહાલતને ઘેરા,
કે દીલ સબને કેશો કુનસસે થા ફેરા,
ન ભગવાનકા ધ્યાન થા ગ્યાનીઉં મેં,
ન યઝદાં પરસ્તીથી યઝદાનીઉં મેં, ૬૫

સાર-અહીં હીન્દુસ્તાનમાં પણ ચારે તરફ અંધકાર છ-વાઇ રહ્યો હતો. વિદ્યા-કળાનો તંબુ ઉપડી ગયો હતો. ઇ-રાનને પણ અજ્ઞાનતાએ ઘેરી લીધું હતું. ધર્મ તથા નીતિરી-તિથી સઘળાએ મુખ ફેરવી લીધું હતું. જ્ઞાનીઓમાં ભગવાનનું ધ્યાન તેમજ પારસીઓમાં યઝદાન પરસ્તીનો ખ્યાલ રહેવા પામ્યો ન હતો.

હવા હર તરફ મૌજઝનથી બલાકી,
ગલું પર છુરી ચલ રહીથી જફાકી,
અકુઅતકી હદ થી ન પુરસીશ ખતાકી,
પડી લુટ રહીથી વદીયત ખુદા કી,
ઝમીં પર થા અબ્રે સીતમકા વડેડા,
તબાહી મેં થા નુએ ઇન્સાંકા બેડા. ૬૬

સાર-ચારે તરફ તોફાની વાવાઝોડું ધમાધમ કરી રહ્યું હતું. ગરદનોપર જુલમની છરી ચાલી રહી હતી. ગુનાહની પુછગાછ કે સજાની સીમા ન હતી. ખુદાઇ થાપણુ આવી રીતે ઠામઠામ લુટાઈ રહી હતી ભોંયપર જુલમનું વાદળ મુશળધાર વરસી રહ્યું હતું. મનુષ્ય જાતનું જહાઝ તબાહીમાં આવી ગયું હતું.

વોહ કોમેં જો હેં આજ ગમખારે ઇન્સાં,
હરીન્દુંકી ઓર ઉન્કી તીનતથી યકસાં,
જહાં અદલકે આજ જારી હેં ફરમાં,
બોહોત દુર પહોંચા થા વાં ઝુલ્મો તુગયાં,
બને આજ જો ગલ્લાબાં હે હમારે,
વોહ થે ભેડીયે આદમીખાર સારે. ૬૭

સાર—જે કોમો આજે મનુષ્ય જાતની દાઝ હૈડે ધરી રહી છે તેમની તે વખતે પશુઓ જેવી રીતભાત હતી. જ્યાં ન્યાયના ફરમાનો આજે જારી થઇ રહ્યાં છે ત્યાં:તે વખતે જુલમનો દરીયો છલકી રહ્યો હતો. જેઓ આજે અમારા ભર·

વાડ બન્યા છે તે સઘળાઓ તે વખતે વિકાળ વરૂઓ બનેલા હતા.

હુનરકા જહાં ગર્મ બાઝાર હે અબ,
જહાં અકલો દાનીશકા બેહવાર હે અબ,
જહાં અબ્રે રેહમત ગોહરબાર હે અબ,
જહાં હુન બરસતા લગા તાર હે અબ,
તમદ્દનકા પૈદા ન થા વાં નીશાં તક,
સમંદરકી આઇ નથી મોજ વાં તક. ૬૮

સાર—જ્યાં વિદ્યા-કળાનો બજાર આજે તેજી પર છે. જ્યાં હવે બુદ્ધિબળનો વેવાર ચાલી રહ્યો છે. જ્યાં રેહમતની વાદળી આજે મોતી વરસાવી રહી છે જ્યાં નાણુંનો લાગ લાગટ વરસાદ પડી રહ્યો છે તેઓમાં તે વખતે સુધારાનું નામો નીશાન પણ ન હતું. સુધારાના સમુદ્રનો મોજું હજુ ત્યાં આવ્યુંજ ન હતું.

ન રસ્તા તરકકીકા અબતક ખુલા થા,
ન ઝીના બુલંદી પે કોઇ લગા થા,
વોહ સેહરા ઉન્હે કતએ કરના પડા થા,
જહાં નકશે પા થા ન શોરે દેરા થા,
જુંહી કાનમેં હકકી આવાઝ આઇ,
લગા કરને ખુદ ઉન્કા દીલ રાહનુમાઇ. ૬૯

સાર—ઉન્નતિનો માર્ગ હજુ ખુલો થવા પામ્યો ન હતો તેમ કોઈ નીસરણી ઉંચાણપર જઇ લાગી ન હતી. જે જંગ-

લમાં પશુ કે પક્ષીનો અવાજ પણ ન હતો તે જંગલ તેમને કાપવું પડ્યું હતું. ખુદાઇ અવાજનો નાદ તેમના કાનમાં પડતાં તેમનું દીલ પોતાની મેળેજ તેમની રાહનુમાઇ કરવા લાગી ગયું હતું.

ઘટા એક પહાડુંસે બતહાકે ઉઠી,
પડી ચાર સુ યક બયક ધુમ જીસકી,
કડક ઓર દમક દુર દુર ઉસકી પોંહચી,
જો ટેકસપે ગરજી તો ગંગાપે બરસી,
રહે ઉસસે માહરૂમ આબી ન ખાકી,
હરી હો ગઇ સારી ખેતી ખુદાકી. ૭૦

**સાર**—અચાનક મક્કાના પહાડોથી એક ઘમઘોર વાદળ નીકળી પડ્યું. તેણે એકાએક ચારે તરફ મોટી ધુમ મચાવી દીધી. તેની ગર્જના અને ચમક દુર દુર સુધી જઈ પહોંચી તે વાદળ ટેકસ નદીપર જઇ ગરજ્યું તો ગંગાપર જઇ વરસ્યું. તેના પાણીથી કોઈ આબી કે ખાકી માહરૂમ રહ્યું નહિ. તેણે સઘળી ખુદાઇ ખેતીને લીલી કંચન સરખી બનાવી આપી.

કીયા ઉમ્મીયુંને જહાંમેં ઉજાલા,
હુવા જીસસે ઇસિલામકા બોલ બાલા,
બુતુંકો અરબ ઓર અજમસે નીકાલા,
હરેક ડુબતી નાવકો જા સંભાલા,
ઝમાને મેં ફેલાઇ તૌહીદે મુતલક,
લગી આને ઘર ઘરસે આવાઝે હક હક. ૭૧

સાર—અભણ લોકોએ જગતમાં અજવાળું પાડયું. તેનાથી ઇસલામનો બોલ બાલા થયો. મુર્તીઓને અર્બસ્તાન તથા અજમથી કહાડીને ફેંકી દેવામાં આવી અને તેણે દરેક ડુબતા જહાઝને જઇ બચાવી લીધું, દુનિયામાં ખરી વહદાનિયતનો તેણે પ્રસાર કીધો અને ઘરઘરથી ખુદાઈ અવાજ સંભળાવા લાગ્યો.

હુવા ગલગલા નેકીઉંકા બદું મેં,
પડી ખલખલી કુફ્રકી સરહદું મેં,
હુઇ આતેશ અફસર્દા આતેશકદું મેં,
લગી ખાકસી ઉડને સબ માબદું મેં,
હુવા કાબા આબાદ સબ ઘર ઉજડ કર,
જમે એક જા સારે દંગલ બીછડ કર. ૭૨

સાર—ખરાબ લોકોમાં સદગુણોનો ઉછાળો થઇ આવ્યો કુફરની સરહદમાં કોલાહલ મચી ગયો. આતેશપરસ્તોના આતેશકદાની આતેશ વીખરાઇ ગઇ. મુર્તિ પૂજકોના મંદીરોમાં માટી ઉડવા લાગી ગઈ. બધા ઘરો વેરાન થઈ ખાને-કાબા આબાદ થયું. સઘળા દંગલો વીખરાઈ એક જગોએ એકત્ર થઈ ગયાં.

લીયે ઇલ્મો ફન ઉન્સે નસરાનીઉંને,
કીયા કસ્બ અખલાક રૂહાનીઉંને,
અદબ ઉન્સે સીખા સફાહાનીઉંને,
કહા બઢકે લબ્બેક યઝદાનીઉંને,

હરેક દીલસે રીસ્તા જહાલતકા તોડા,
કોઇ ઘર ન દુનિયામેં તારીક છોડા. ૭૩

**સાર**—ખીસ્તી લોકોએ તેમની પાસેથી વિદ્યા-કળા સંપાદન કીધી. રૂહાની ઇલિમના અભ્યાસીઓએ તેમની પાસેથી ઇલમે રૂહાની હાસીલ કીધું. ઇસપહાનીઓએ માણુસાઇનો પાઠ તેમની પાસેથી મેળવ્યો. ઈરાનીઓએ આગળ વધી તેમનો સત્કાર કીધો. દરેક અંતઃકરણમાંથી અજ્ઞાનતાનો સમ્બંધ તોડી પાડયો અને દુનિયામાં કોઇપણ સ્થળ અજ્ઞાન ન રહેવા દીધું.

અરસ્તુકે મુર્દા ફનુંકો જીલાયા,
ફલાતુંકો ફીર ઝિન્દા કરકે દીખાયા,
હરેક શહેરો કરિયાકો યુનાં બનાયા,
મઝા ઇલ્મો હીકમતકા સબકો ચખાયા,
કીયા બરતરફ પર્દા ચશ્મે જહાં સે,
જગાયા ઝમાનેકો ખ્વાબે ગીરાંસે. ૭૪

**સાર**—એરિસ્ટોટલના મર્ણ પામેલા હુનરોને તેમણે સજીવન કીધા, પ્લેટોને ફરીથી સજીવન કરીને દેખાડયો. દરેક શહેર તથા ગામડાને યુનાન બનાવ્યું. વિદ્યા-કળાનો સ્વાદ દરેકને ચખાડયો. દુનિયાની આંખપર પડેલા પરદાને ખસેડયો અને સઘળાને કુંભકરણની અઘોર નીંદ્રામાંથી જગાડયા.

હરેક મૈકદેસે ભરા જાકે સાગેર,
હરેક ઘાટસે આએ સૈરાબ હોકર,
ગીરે મીસ્લ પરવાના હર રોશનીપર,

ગીરાહમેં લીયા બાંધ હુકમે પયમ્બર,
કે હીકમતકો એક ગુમશુદા લાલ સમઝો,
જહાં પાઓ અપના ઉસે માલ સમઝો. ૭૫

સાર—હરેક સબીલથી શરબતનો જામ ભરી લાવ્યા. હરેક પાણીના ઘાટથી તૃપ્ત થઈ આવ્યા. પતંગીયાની જેમ હરેક પ્રકાશપર જઇ પડ્યા, હજરત પેગંબર સ. ના મહા વચન "ઈલમને ખોવાઈ ગએલા હીરા સમાન સમજજો અને જ્યાંથી તે મળે ત્યાંથી હાથ કરજો"ને પોતાની ગાંઠે બાંધી લીધું.

હરેક ઇલ્મો ફનકે જોયા હુએ વોહ,
હરેક કામમેં સબસે બાલા હુએ વોહ,
ફલાહતમેં બે મિસ્લો યકતા હુએ વોહ,
સીયાહતમેં મશહુર દુનિયા હુએ વોહ,
હરેક મુલ્કમેં ઉન્કી ફેલી એમારત,
હરેક કોમને ઉન્સે સીખી તીજારત. ૭૬

સાર—હરેક વિદ્યા-કળાના તેઓ સંશોધક બન્યા. હરેક કામમાં તેઓ બીજાઓથી ઘણા આગળ વધી ગયા. ખેતીવાડી તથા દેશાટણમાં દુનિયામાં સર્વોપરી થયા. હરેક દેશમાં તેમની આબાદી ફેલાઇ અને હરેક કોમે તેમની પાસેથી વેપાર રોજગારની કેળવણી લીધી.

કીયા જાકે આબાદ હર મુલ્કે વૈરાં,
મોહય્યા કીયે સબકી રાહતકે સામાં,

ખતરનાક થે જો પહાડ ઓર બયાબાં,
ઉન્હીં કર દીયા રશ્ક સેહને ગુલીસ્તાં,
બહાર અબજો દુનિયામેં આઇ હુઇ હય,
યેહ સબ પોદ ઉન્હીંકી લગાઇ હુઇ હય. ૭૭

સાર—દરેક ઉજડ દેશને તેમણે જઈ આબાદ કીધો. સઘળાઓ માટેના સુખના સાધનો તેમણે તૈયાર કીધાં. જે પહાડ અને જંગલો ઘણાજ ભયાનક હતા તેને તેમણે બાગ બગીચા સમાન બનાવી આપ્યાં. આજે દુનિયામાં જે સુધારાની લહેર આવી રહી છે તેના સઘળા છોડો તેમણેજ વાવેલા છે.

યેહ હમવાર સડકે યેહ રાહે મુશફફા.
દો તર્ફો બરાબર દરખ્તોંકા સાયા.
નીશાં જા બજા મૈલો ફરસખકે બરપા,
સરે રાહ કુએ ઓર સરાએં મોહય્યા,
ઉન્હીંકે હે સબને યેહ ચરબે ઉતારે,
ઉસી કાફલેકે નીશાં હે યેહ સારે. ૭૮

સાર—રેલ્વે વગેરેની સડકો તથા સ્વચ્છ માર્ગો, બંન્ને તરફ ઝાડોનો છાંયડો, માઇલ તથા ફર્લાંગનાં નીશાનો, ઠામ ઠામ કુવા તથા ધર્મશાળાઓ. આ સઘળું તેમનુંજ અનુકરણ કરવામાં આવ્યું છે. આ સઘળાં ચીન્હો તે કાફલાવાળાઓનાંજ છે.

સદા ઉન્કો મરગુબ સૈયરો સફર થા,
હરેક બર્રે આઝમમેં ઉન્કા ગુઝર થા,

તમામ ઉન્કા છાના હુવા બહરો બર થા,
જો લંકામેં ડેરા તો બરબરમેં ઘર થા,
વોહ ગીન્તેથે યકસાં વતન ઓ સફરકો,
ઘર અપના સમઝતેથે હર દસ્તો દરકો. ૭૯

સાર—હમેશાં તેમને દેશાટણનો શોખ હતો. દરેક ખંડમાં તેમની આવજા હતી. દરેક જમીન તથા સમુદ્ર તેમણે પગતળે કાઢી નાખ્યો હતો. લંકામાં મુકામ તો બરબરમાં ઘર હતું. તેઓ વતન તથા દેશાટણને એક સરખુંજ સમજતા હતા. તેઓ દરેક જંગલ તથા વસ્તીને પોતાનું વતન જાણતા હતા.

જહાંકો હે યાદ ઉન્કી રફતાર અબતક,
કે નકશે કદમ હેં નુમુદાર અબતક,
હેં સીલોનમેં ઉનકે આસાર અબતક,
ઉન્હેં રો રહા હે મલેબાર અબતક,
હીમાલ્યાકો હેં વાકેઆત ઉન્કે અઝબર,
નિશાં ઉન્કે બાકી હેં જીબ્રાલ્ટર પર. ૮૦

સાર—દુનિયાને તેમની ગતી હજુ સુધી યાદ છે. તેમનાં પગલાંનાં નીશાનો હજુ સુધી નજરે પડી રહ્યાં છે સીલોનમાં તેમના ચીન્હો હજુ સુધી મોજુદ છે મલબાર તેને આજ સુધી રડી રહ્યો છે હીમાલયને તેના બનાવો મુખપાઠ જેમ યાદ છે. જીબ્રાલટરપર તેમના ચીન્હો આજે પણ બાકી રહેલાં છે.

નહિ ઇસ તબકપર કોઇ બર્રે આઝમ,
નહો જીસમેં ઉનકી ઇમારાત મેહકુમ,

અરબ, હીન્દ, મીસ્ત્ર, ઉન્દલુસ, શામો દેલમ,
બીનાઉંસે હે ઉનકી માઅમુર આલમ,
સરે કોહ આદમસે તા કોહ બેઝા,
મીલેગા જહાં જાઓગે ખોજ ઉનકા, ૮૧

સાર—દુનિયાપર કોઇ પણ એવો દેશ બાકી નથી કે જ્યાં તેમની સત્તા તથા આબાદીની નીશાનીઓ આજે પણ બાકી ન હોય. અર્બસ્તાન. હીન્દુસ્તાન, મીસર, સ્પેન શામ તથા દેલમ તેમની યાદગીરીઓથી ભરપુર પડેલ છે. લંકાના આદમ પહાડથી સ્પેનના બેઝા પર્વત સુધી જ્યાં જઇ જોશો ત્યાં તેમની યાદગીરીઓનો પત્તો લાગશે.

વોહ સંગી મહેલ ઓર ઉન્કી સફાઇ,
જમી જીન્કે ખંડરૂં પે હે આજ કાઇ,
વોહ મરકદકે ગુમ્બદ થે જીન્કે તીલાઇ,
વોહ મોઅબ્બદ જહાં જલવાગરથી ખુદાઇ
ઝમાનેને ગો ઉન્કી બરકત ઉઠાલી,
નહિ કોઈ વેરાના પર ઉન્સે ખાલી. ૮૨

સાર–તેમના બનાવેલા તે સ્વચ્છ અને સંગીન મેહલો કે જેમના ખંડેરોપર આજે લીલ બાઝી ગઇ છે. તેમની સોનેરી ઘુમટવાળી કબરો, અને આલીશાન મસજીદો કે જેમાં ખુદાઇ ગાજી રહી હતી તે સઘળાને સમયના ચકરે બરબાદ કરી નાખ્યાં છે છતાંપણુ કોઇપણુ સ્થળ તેમનાથી ખાલી જોવામાં આવતું નથી.

હુવા ઇન્દલુસ ઉન્સે ગુલઝાર યકસર,
જહાં ઉન્કે આસાર બાકી હેં અકસર,
જો ચાહે કોઇ દેખ લે આજ જાકર,
યે હે બૈત હમરાકી ગોયા ઝબાં પર,
કે થે આલ અદનાનસે મેરે બાની,
મેં હુ ઉસ ઝમીને અરબકી નીશાની. ૮૩

સાર–જેમના પ્રતાપે સ્પેન બગીચો બની ગયો. સ્પેનમાં તેમની નીશાનીઓ આજે પણ બાકી જોવામાં આવે છે. જેની ઇચ્છા હોય તે ત્યાં જઇ જોઇ આવે. હમરા નામનો મહેલ કહી રહ્યો છે કે મારા કર્તા અદનાનના વંશજો હતા. હું તે આરબ દેશની નીશાની છું.

હોવૈદા હે ગર્નાતા સે શૌકત ઉન્કી,
અયાં હે બેલનસિયા સે કુદરત ઉનકી,
બતલયુસ કો યાદ હે અઝમત ઉન્કી,
ટપકતી હે કાદસમેં સર હસરત ઉકી,
નસીબ ઇન્કા અશબેલિયામેં હે સોતા,
શબો રોજ હે કર્તબા ઉન્કા રોતા, ૮૪

સાર–ગ્રેનેડાથી તેમની જાહોજલાલી જણાઇ આવે છે. તેમની સત્તા વાલેનશિયાથી પ્રગટ દેખાય છે તેમની વડાઇ બતલીઅુસને યાદ છે. કેડીઝમાં તેમની દીલગીરી નાં અશ્રુઓ ટપકી રહ્યાં છે. તેમનું નસીબ સેવિલમાં જઈ સુતું છે. રાત્રી દીવસ કોર્ડોવા તેમને રડી રહ્યું છે.

કોઇ કર્તબાકે ખંડેર જા કે દેખે,
મસાજીદો મેહરાબો દરજાકો દેખે,
હેજાઝી અમીરૂંકે ઘર જાકે દેખે,
ખીલાફતકે ઝેરો ઝબર જાકે દેખે,
જલાલ ઉન્કા ખંડરૂં મેં યું ચમકતા,
કે હો ખાકમેં જૈસે કુન્દન દમકતા. ૮૫

સાર—કોઇ કોર્ડોવાના ખંડેરોને જઇ જુએ, કોઇ ત્યાંની મસજીદો, મીનારા અને કમાનોને જઇ જુએ, આરબ અમીરોના મેહલોને જઇ જુએ, ખીલાફતની ઉથલપાથલને જઇ જુએ જેમ માટીમાં સોનું ઝળકતું દેખાય છે તેમ તેમની મોટાઇ તે જગોમાં ઝળકી રહી છે.

વોહ બલ્દા કે ફખ્રે બેલાદે જહાં થા,
તરો ખુસ્કપર જીસ્કા સીક્કા રવાં થા,
ગડા જીસ્મેં અબ્બાસીઉં કા નીશાં થા,
એરાકે અરબ જીસ્સે રશ્કે જીનાં થા,
ઉડા લે ગઇ બાદ પીન્દાર જીસ્કો,
બહા લે ગઇ સેલ તાતાર જીસ્કો, ૮૬

સાર—બગદાદ શહેર દુનિયામાં અતિ ફખ્ર કરવા લાયક હતું. ખુશકી તથા તરીપર તેની સતા ચાલી રહી હતી. ત્યાં અબ્બાસી રાજ્યનો નીશાન ખડો હતો. એરાક તથા અર્બસ્તાન તેને લીધે સ્વર્ગ સમાન બની ગયાં હતાં. મગરૂરીનું વાવાઝોડું તેને ઉડાવી લઇ ગયું. તેને તાતારના મોજાંઓ ઘસડી લઇ ગયાં.

સુને ગોશે ઇબ્રતસે ગર જાકે ઇન્સાં,
તો વાં ઝર્રો ઝર્રો યે કરતા હે આલાં,
કે થા જીન દીનું મેહર ઇસ્લામ તાબાં,
હવા યાંકી થી ઝીન્દગી બક્ષ દોરાં,
પડી ખાક એથેન્ઝ મેં જાં યહીંસે,
હુવા જીન્દા ફીર નામ યુનાં યહીં સે. ૮૭

સાર—જો કોઇ માણુસ લક્ષપૂર્વક જઇ સાંભળે તો ત્યાંના દરેકે દરેક રજકણુ એમ જાહેરાત આપે છે કે જે સમયમાં ઇસલામનો સૂર્ય પુર જોશમાં ઝળકી રહ્યો હતો તે સમયમાં અહીંની હવા દુનિયાને જીવન આપનારી હતી. એથેન્સની માટીમાં ફરીથી જીવન આવ્યું હતું. યુનાનનું નામ અહીંથીજ સજીવન થયું હતું.

વોહઃ લુકમાનો સુકરાતકે દુર્રે મકનું,
વોહ ઇસરારે બુકરાત વ દર્સે ફલાતું,
અરસ્તુકી તાલીમ સુલનકે કાનું,
પડે થે કીસી કબ્ર કોહનામે મદફું,
યહીં આકે મોહરે સકુત ઉન્કી તુટી,
ઇસી બાગે રેનાસે બુ ઉન્કી ફુટી. ૮૮

સાર—સોક્રોટીસ તથા લુકમાનના જીવન મય મોતીઓ, બુકરાતના ગુહ્યભેદો, પ્લેટોના પાઠો, એરિસ્ટોટલનું શિક્ષણ તથા સુલનના કાયદાઓ તે સઘળા એક કબરના ખુણામાં દટાએલા પડયા હતા. અહીં ઇસલામીઓના હાથેજ તેમની

ચુપકીદીનું પરબીડીઉં તુટયું. આ પચરંગી બાગથીજ તેમની સુગંધ ફેલાઇ.

યેહ થા ઇલ્મ પરહાં તવજ્જોહકા આલમ,
કે હો જયસે મજરૂહ જોયાએ મરહમ,
કીસી તરહા પ્યાસ ઉન્કી હોતી નથી કમ,
બુઝાતા થા આગ ઉન્કી બારાં ન શબનમ
હરીમે ખીલાફતમેં ઉંટું પે લદ કર,
ચલે આતેથે મીસ્રો યુનાં કે દફતર, ૮૯

સાર—તેમનું વિદ્યા પ્રત્યે એટલું;બધું ધ્યાન હતું કે જેટલું ધ્યાન ઘાયલનું મલમ પ્રત્યે હોય છે. તેમની વિદ્યા સંપાદન કરવાની તરસ કોઇ પણ રીતે છીપાતી ન હતી. વરસાદ તથા ઝાકળ તેમની અગ્નિને બુઝાવી શકતા ન હતા. મીસર તથા યુનાનથી અગણીત પુસ્તકો ઉંટોપર લદાઇ ખીલાફતની રાજધાનીવાળાં શહેરમાં ચાલ્યાંજ આવતાં હતાં.

વોહ તારે જોથે શર્કમેં લમઆ અફગન,
પે થા ઉન્કી કીરનુંસે તા ગુર્બ રોશન,
નવીસ્તુંસે હે જીન્કે અબતક મુઝયયન,
કુતુબખાને પેરીસ વ રૂમો લંદન,
પડા ગલાગલા જીન્કાથા કીશવરૂંમેં,
વોહ સોતે હેં બગદાદ કે મકબરૂંમેં. ૯૦

સાર-એ તારાઓ પૂર્વમાં રોશની ફેંકતા હતા પરંતુ તેમના પ્રકાશના કીર્ણોથી પશ્ચિમ પણ રોશન થઇ ગઇ ગયું

હતું. પારીસ, રોમ તથા લંડનની લાયબ્રેરીઓમાં તેમના પુસ્તકો હજુ પણ શોભા આપી રહ્યાં છે. જેમની ધુમ ચારદાંગ આલમમાં મચી રહી હતી તેઓ આજે બગદાદના મકબરાઓમાં ઉંઘી રહ્યાં છે.

વોહ સંજારકા ઓર કુફાકા મૈદાં,
ફરાહમ હુએ જીસ્મે મસ્સાહે દૌરાં,
કરાહકી મસાહતકે ફૈલાએ સામાં.
હુઇ જુઝવસે કદ કુલકી નુમાયાં.
ઝમાના વહાં આજ તક નૌહાગર હે,
કે અબ્બાસીઉંકી સભા વોહ કીધર હે, ૯૧

સાર-કુફા તથા સંજાર શહેરના મેદાનોમાં દુનિયા ભરના ઇજનેરો એકઠા થયા હતા. તેમણે દુનિયાની માપણીના એવા સાધનોનો ફેલાવો કીધો કે જે થોડાથી વિશેષપણાનું જ્ઞાન આપે. સમય આજ સુધી વિલાપ કરી રહ્યો છે કે તે અબ્બાસીઓની સભા ક્યાં ગઈ?

સમરકંદસે ઉન્દલુસ તક સરાસર,
ઇન્હીંકી રસદગાહેંથી જલવા ગુસ્તર,
સવાદે મરાગામેં ઓર કાસીઉંપર,
ઝમીંસે સદા આ રહી હે બરાબર,
કે જીન્કી રસદકે યેહ બાકી નીશાં હેં,
વોહ ઇસલામીઉં કે મુનજ્જમ કહાં હેં. ૯૨

સાર-સમરકંદથી સ્પેન સુધી તેમની આકાશી પદાર્થોનું

નિરિક્ષણ કરનારી વેધશાળાઓ સ્થાપિત હતી. મોરાગાથી કાસીયુન સુધીની ભુમિથી એવો અવાજ બરાબર આવી રહ્યો છે કે જેમની વેધશાળાઓના આ ચીન્હો બાકી છે તે ઇસ્લામીઓના જ્યોતિષ શાસ્ત્રીઓ ક્યાં ગયા છે?

મોઅર્રીખ હેં જો આજ તેહકીક વાલે,
તફહસ કે હેં જીન્કે આઇ નીરાલે,
જીન્હુંને હેં આલમકે દફતર ખંગાલે,
ઝમીં કે તબક સરબસર છાન ડાલે,
અરબહીને દીલ ઉન્કે જાકર ઉભારે,
અરબહીસે વોહ ભરને સીખે તરારે. ૯૩

સાર-ખરા ઇતિહાસના જે શોધકો આજે જોવામાં આવે છે, જેમની શોધના નિયમો કાંઇક જુદાજ જણાય છે, જેમણે દુનીયાના દફતરને નિહાળી નાખ્યું છે અને પૃથ્વીના પડોને છણી નાખ્યા છે. તેમનામાં તે વાતનો ઉત્સાહ આરબોએજ ઉપસ્થિત કરી આપ્યો હતો. આરબ લોકો પાસેથીજ તેઓ મોટી મોટી તપાસો કરવાનું શીખ્યા છે.

અંધેરા તવારીખપર છા રહા થા,
સીતારા રીવાયતકા ગેહના રહા થા,
વરાયતકે સુરજપે અબ્ર આ રહા થા,
શહાદતકા મૈદાન ધુંન્દલા રહા થા,
સરે રાહ ચેરાગ એક અરબને જલાયા,
હરેક કાફલાકા નીશાં જીસ્સે પાયા.. ૯૪

**સાર**—ઇતિહાસપર અંધકાર છવાઇ રહ્યો હતો, ઇતિહાસિક સાધનનો ચંદ્રમા ગ્રહણમાં દબાઇ ગયો હતો. સદ્‌બુદ્ધિ રૂપ સુર્ય વાદળાંમાં સંતાઇ ગયો હતો. આધાર તથા પુરાવાનું મેદાન ધુમાડામય થઇ ગયું હતું. માર્ગના કીનારા પર આરબ પ્રજાએ એવો એક ચેરાગ સળગાવ્યો કે જેથી દરેક કાફલાનાં ચીન્હો પ્રત્યક્ષ જોવામાં આવ્યાં.

ગીરોહ એક જોયાથા ઇલ્મે નબીકા,
લગાયા પતા જીસ્ને હર મુફતરીકા,
ન છોડા કોઇ રખ્ના કઝબે ખફીકા,
કીયા કાફીયા તંગ હર મુદ્દઇકા,
કીયે જરહ વ તાદીલકે વઝા કાનું,
ન ચલને દીયા કોઇ બાતીલકા અફસું. ૯૫

**સાર**—મોહદીસ ઉલ્માઓએ બનાવટી હદીસોને પકડી પાડી સત્ય હદીસોનો પ્રકાશ પાડયો. સત્ય અસત્યનું કોઇપણ છીદ્ર ગુપ્ત રહેવા આપ્યું નહિ. દરેક દલીલ લાવનારનો કાફીયો તંગ કરી આપ્યો હતો. ન્યાય તથા વ્યવસ્થાના ધોરણો તેમણે નક્કી કીધાં. કોઇપણ જુઠા માણુસનું મંત્ર ચાલવાજ આપ્યું નહિ.

ઉસી ધુનમેં આસાં કીયા હર સફરકો,
કસીઃ શોકમેં તૈ કીયા બાહરો બરકો,
સુના ખાઝને ઇલ્મે દીં જીસ બશરકો,
લીયાઃ ઉસસે જાકર ખબર ઓર અસરકો,

ફીર આપ ઉસ્કો પરખા કસોટીપે રખકર,
દીયા ઔર કો ખુદ મઝા ઉસ્કા ચખકર, ૯૬

**સાર**—આવી લાગણીની ધુનમાં તેમણે દરેક સફરને સરળ કરી આપી હતી. એજ શોખમાં દરેક ખુશકી તથા તરીના માર્ગો પસાર કીધા હતા. જે માણુસ પાસે તેમણે ઈલિમનો ખજાનો સાંભળ્યો તો તેની પાસે જઈ મુળ હકીકત સાથે ઈલમ હાસલ કરી લીધું પછી તેને કસોટીપર લઈ પારખું કરતાં પોતે તથા બીજાઓને તેનો સ્વાદ ચખાડયો.

કીયા ફાશ શવીમેં જો એબ પાયા,
મુનાકબકો છાના મસાલબકો તાના,
મશાએખમેં જો કબ્હા નીકલા જતાયા,
અઈમ્મામેં જો દાગ દેખા બતાયા,
તીલસ્મે વરા હર મુકદ્દસકા તોડા,
ન મુલ્લાંકો છોડા ન સુફીકો છોડા. ૯૭

**સાર**—રીવાયત કરતારમાં જો કાંઈ એબ જણાયો તો તે જાહેર કરી આપતા હતા. રીવાયતના ગુણદોષમાં ઉંડા ઉતરી ચોખવટ કરતા હતા મશાયખમાં દોષ જણાયા તો તુરત જણાવી આપતા હતા. આચાર્યના કલંક છુટથી દરશાવતા હતા. ધર્મ ઢોંગીઓનું પાખંડ નિર્ભયતાથી તોડી પાડયું. મુલ્લાં કે મુફતી કોઈને પણ તેમણે બાકી છોડયા નહિ.

રજાલ ઔર અસાનીદકે જો હેં દફતર,
ગવાહ ઉન્કી આઝાદગીકે હેં યકસર,

ન થા ઉન્કા એહસાંયેહ એક એહલે દીંપર,
વોહ થે ઉસ્મે હર કોમો મીલ્લત કે રાહબર,
લીબરટી મેં જો આજ ફાયક હેં સબસે,
બતાએં કે લીબરલ બને હેં વોહ કબસે. ૯૮

**સાર**—હદીસની શોધખોળનાં દફતરો કે જે તેમની સ્વતંત્રતાની ભાગ ગવાહી આપે છે ખાસ તેમનો ઉપકાર માત્ર કાંઇ એક ધર્મપરજ નહિ હતો તેઓ તે બાબતમાં દરેક ધર્મ તથા માર્ગના રાહબર હતા. લીબરટીમાં જે આજે સૌથી ફાએક થયા છે તે બતાવે તો ખરા કે તેઓ કયારથી લીબરલ બન્યા છે?

ફસાહતકે દફતર થે સબ ગાઓ ખુર્દા,
બલાગત કે રસ્તેથે સબ ના સપર્દા,
ઉધર રૂમકી શમ્આ ઇન્શાથી મુર્દા,
ઇધર આતશે પારસી થી ફસર્દા,
યકાએક જો બર્ક આકે ચમકી અરબકી,
ખુલીકી ખુલી રેહગઇ આંખ સબકી. ૯૯

**સાર**—રસીક ભાષાનાં પુસ્તકો તદ્દન નાશ પામ્યાં હતાં. પ્રૌઢ ભાષાજ્ઞાનના માર્ગો તદ્દન બંધ થઈ ગયા હતા. એક તરફ રોમની ભાષા શૈલીનો ચેરાગ ગુલ થઈ ગયો હતો. બીજી તરફ આતેશ પરસ્તોની આતેશ બુઝાઇ ગઇ હતી. તેટલામાં અર્બસ્તાનની વીજળીએ એકાએક એવો ચમકારો કીધો કે બીજા સઘળાઓની આંખો ખુલેલીજ રહી ગઇ.

અરબકી જો દેખી વોહ આતશ ઝબાની,
સુની બરમહલ ઉન્કી શેવા બયાની,
વોહ અશઆરકી દીલમેં રેશા દવાની,
વોહ ખુત્બુંકી માનીન્દ દરયા રવાની,
વોહ જાદુકે જુમ્લે વોહ ફીકરે ફસું કે,
તો સમજે કે ગોયા હમ અબતકથે ગુંગે. ૧૦૦

સાર—આરબોના સુભાષિત ભાષણો સાંભળી, તેમના છટાદાર વર્ણનો નિહાળી, વહેતા પાણીની જેમ કાવ્યોની ગતી જોઈ, તથા સચોટ અને જાદુના વાકયો જોઇ બીજા સઘળાઓ એમજ સમજ્યા કે અમો આજ સુધી મુંગા તથા ગુંગા હતા.

સલીકા કીસીકો નથા મદહો ઝમકા,
ન ઢબ યાદ થા શરહા શાદી વ ગમકા,
ન અંદાઝ તલકીન વાઅઝો હુકમકા,
ખઝાના થા મદફુન ઝબાં ઓર કલમકા,
નવાસંજીયાં ઉન્સે સીખી હેં સબને,
ઝબાં ખોલદી સબકી નુત્કે અરબને. ૧૦૧

સાર—કોઇને વખાણુ કે નીંદાની રીત યાદ નહતી, કોઇ ખુશી કે ગમીની ઢબ જાણતુંજ નહતું. બોધ કે હુકમની પદ્ધતિ કોઇની જાણમાંજ નહતી. કલમ તથા જીભનો ખજાનો દટાએલોજ હતો. વાચાલપણું સઘળાએ તેમની કનેથીજ શીખ્યું છે આરબના વાચાલપણાએ સઘળાઓની જીભને ખોલી આપી.

ઝમાનેમેં ફૈલી તીબ ઉન્કી બદોલત,
હુઈ બેહરાવર જીસ્સે હર કોમો મીલ્લત,
ન સીર્ફ એક મશરીકમેંથી ઉન્કી શોહરત,
મુસલ્લમથી મગરીબ તક ઉન્કી હઝાકત,
સલર્નોમેં જો એક નામી મતબ થા,
વોહ મગરીબમેં અત્તાર મશ્કે અરબ થા. ૧૦૨

**સાર**—દુનિયામાં વૈદક તેમના પ્રતાપે ફેલાયું છે સઘળા ધર્મો તથા કોમોએ તેનાથી લાભ લીધો છે. તેમની ખ્યાતિ કાંઈ માત્ર પુર્વમાંજ નહિ હતી. તેમની સુવાસનો પમરાટ પશ્ચિમ સુધી જઇ પહોંચ્યો હતો. સેલર્નોમાં જે પ્રખ્યાત દવાખાનું હતું તે પશ્ચિમમાં આરબ સુગંધ ફેલાવતું હતું.

અબુબક્ર રાઝી, અલી ઇબ્ને ઇસા,
હકીમે ગીરામી હુસેન ઇબ્ને સીના,
હુનેન ઇબ્ને ઇસહાક ઙરીસે દાના,
ઝીયા ઇબ્ને બેતાર રાસઉલઅત્બા,
ઉન્હીંકે હેં મશરીકમેં સબ નામ લેવા,
ઉન્હીંસે હુવા પાર મગરીબકા બેવા. ૧૦૩

**સાર**—અબુબકર રાઝી. અલી ઇબ્ને ઇસા, હુસેન ઇબ્ને સીના, હુનેન ઇબ્ને ઇસહાક અને ઝીયા ઇબ્ને બેતાર મહા પ્રવિણ હકીમો હતા. સઘળું પૂર્વ તેમના ગુણગાન ગાનારૂં છે. પશ્ચિમવાસીઓ પણ તેમના હમેશના આભારી છે.

ગરઝ ફન હેં જો માયએ દીનો દૌલત,

તબીઇ ઇલાહી રીયાઝી વ હીકમત,
તીબ ઔર કીમ્યા હીન્દસા ઔર હઇયત,
સેયાહત તેજારત એમારત ફલાહત,
લગાઓગે ખોજ ઇન્કા જાકર જહાં તુમ,
નીશાં ઇન્કે કદમુંકા પાઓગે વાં તુમ. ૧૦૪

સાર—દીન તથા દુનિયાની ઉન્નતિ માટે જે વિદ્યાકળાઓ છે; જેવી કે ખગોળ, ગણીત, વૈદક, કારીગરી, કીમીયા, વેપાર, ખેતી, શીલ્પ આદિ તે તેમણે હાંસીલ કીધી હતી. આજે તમો જ્યાં જઇ તેની તપાસ કરશો ત્યાં તેમના કદમોનાં નીશાનો જોઇ શકશો.

હુવા ગોકે પામાલ બુસ્તાં અરબકા,
મગર એક જહાં હે ગઝનખાં અરબકા,
હરા કર ગયા સબકો બારાં અરબકા,
સપેદો સીયા પર હે એહસાં અરબકા,
વોહ કોમે જો હેં આજ સરતાજ સબકી,
કનુંડી રહેંગી હમેશાં અરબકી. ૧૦૫

સાર—જો કે અર્બસ્તાનનો બાગ ઉજડ થઈ ગયો છે. પરંતુ આખી દુનિયા તેના ગુણ ગાય છે. અર્બસ્તાનનો વરસાદ સઘળાને લીલો બનાવી ગયો છે. દરેક કાળા ગોરાપર તેનો અતી એહસાન છે. જે કોમો આજે સઘળાની સરતાજ બની બેઠી છે તે હમેશાં આરબ પ્રજાની મનમાં શરમીંદી રહેશે.

રહે જબતક અરકાન ઇસલામ બરપા,

ચલન એહલેં દીંકા રહા સીધા સાદા,
રહા મેલસે શેહદ સાફી ;: મુસફ્ફા,
રહી ખોટસે સીમ ખાલીસ મુબર્રા,
નથા કોઇ ઇસલામકા મર્દ મૈદાં,
અલમ એકથા શસ જહતમે દરફ્શાં. ૧૦૬

સાર—ઇસ્લામના નિયમો જ્યાં સુધી કાયમ રહ્યા ત્યાં સુધી તેમના વર્તન બહુજ રૂડાં રહેવાં પામ્યાં. જ્યાં સુધી મધ મેલ રહિત રહ્યું અને જ્યાં લગી ચાંદી ભેગ રહિત રહી ત્યાં સુધી ઇસ્લામની સામે કુદ્રષ્ટિ કરનાર કોઇ નહિ હતો. પૃથ્વીની ૭ બાજુએ ઇસ્લામનો વાવટો ઉડી રહ્યો હતો.

પે ગુદલા હુવા જબકે ચશ્મા સફ્ાકા,
ગયા છુટ સર્રીશ્તા દીને હોદાકા,
રહા સરપે બાકી ન સાયા હોમાકા,
વોહ પુરા હુવા આહદ થા જો ખુદાકા,
કે હમને બીગાડા નહિ કોઈ અબતક,
વોહ બીગડા નહિ આપ દુનિયામેં જબતક, ૧૦૭

સાર—પણ જ્યારે સફાઇનો ઝરો મેલો થયો ત્યારે પાક દીનનો સબંધ તુટી ગયો. જ્યારે માથાપર હુમા પક્ષીનો છાંયડો રહ્યો નહિ ત્યારે ખુદાતાલાનો એ કોલ પુરો થવા પામ્યો કે “ જ્યાંસુધી કોઇ દુનિયામાં પોતાની મેળે બગડયો નથી ત્યાં સુધી અમોએ તેને બગાડયો નથી.”

ખુરે ઉન્પે વક્ત આકે પડને લગે અબ,
વોહ દુનિયામેં બસકર ઉજડને લગે અબ,
ભરે ઉન્કે મેલે બીછડને લગે અબ,
બને થે વોહ જૈસે બીગડને લગે અબ,
હરી ખેતીયાં જલ ગઈ લેહ લેહાકર,
ઘટા ખુલ ગઇ સારે આલમમેં છાકર. ૧૦૮

સાર—હવે તેમના પર ખરાબ વખત આવી પડવા લાગ્યો. તેઓ દુનિયામાં આબાદ થઇ ઉજડ થવા લાગ્યા. તેમના મંડળો એકત્ર થઇ હવે વીખરાવા લાગ્યાં. જેવા તેઓ બન્યા હતા તેવા હવે તેઓ બગડવા લાગ્યા. તેમની હરી કંચન સરખી ખેતીઓ પોતાનો બહાર દેખાડી હવે બળી ગઇ. વાદળાં આખી સૃષ્ટિપર છવાઈ હવે વીખરાઇ ગયાં.

ન સરવત રહી ઇન્કી કાયમ ન ઇઝ્ઝત,
ગએ છોડ સાથ ઉન્કા એકબાલો દૌલત,
હુએ ઇલ્મો ફન ઉન્સે એક એક રૂખસત,
મીટીં ખુબીયાં સારી નૌબત બ નૌબત,
રહા દીન બાકી ન ઇસલામ બાકી,
એક ઇસલામકા રેહગયા નામ બાકી. ૧૦૯

સાર—તેમની પાસે દોલત કે માન રહ્યું નહિ સુભાગ્યને દોલત પણ તેમનો સાથ છોડી જતાં રહ્યાં. વિદ્યા–કળા એકદમ તેમનાથી રૂખસત થઇ ગઇ. એક પછી એક તેમની ખુબીઓ

મટતીજ ગઇ. હવે દીનકે ઇસલામ કાંઇ બાકી રહ્યું નહિ. માત્ર ઇસલામનું નામજ બાકી રહી ગયું.

મીસે કોઈ ટીલા અગર ઐસા ઉંચા,
કે આતી હો વાંસે નઝર સારી દુનિયાં,
ચઢે ઉસ્પે ફીર એક ખીરદમંદ દાના,
કે કુદરતકે દંગલકા દેખે તમાશા,
તો કોમુંમેં ફર્ક ઇસકદર પાયેગા વોહ,
કે આલમકો ઝેરો ઝબર પાયેગા વોહ. ૧૧૦

સાર—કોઈ એવો ટકરો મળે કે જ્યાંથી નીચે આખી દુનિયા નજરે પડતી હોય. પછી તે ઉપર એક અકલમંદ માણુસ ચડી નીચે કુદરતના દંગલનો તમાસો જુએ; તો તે કોમ કોમ વચ્ચે એવો તફાવત જોશે કે જાણે દુનિયા ઉથલપાથલ થઇ રહી છે.

વોહ દેખેગા હરસુ હજારૂં ચમન વાં,
બોહત તાઝાતર સુરતે બાગ રીઝવાં,
બોહોત ઉન્સે કમતર પે સર સબ્ઝ ખંદાં,
બોહત ખુશ્ક ઓર બે તરાવત મગર હાં,
નહિ લાયે ગો બર્ગો બાર ઉન્કે પૌદે,
નઝર આતે હેં હોનેહાર ઉન્કે પૌદે. ૧૧૧

સાર—તે દરેક તરફ હજારો બાગબગીચાને જોશે. કેટલાકતો એવા ખુશનુમાકે જાણે આબેહુબ જન્નત. કેટલાક તેથી ઉતરતા પણ ખીલેલા અને કેટલાક સુકાએલા તથા વગર

પાત્રાં ફુટેલા. જો કે તેનામાં પાત્રાં હજુ આવ્યાં નથી પરંતુ ભવિષ્યમાં તે ખીલી નીકળે તેવા જણાય છે.

ફીર એક બાગ દેખેગા ઉજડા સરાસર,
જહાં ખાક ઉડતી હે હર સુ બરાબર,
નહિ તાઝગીકા કહીં નામ જીસ્પર,
હરી ટેહનીયાં ઝડ ગઇં જીસ્કી જલકર,
નહિ ફુલ ફલ જીસ્મેં આનેકે કાબીલ,
હુએ રૂખ જીસ્કે જલાને કે કાબીલ. ૧૧૨

સાર—પરંતુ એક બાગ તદ્દન ઉજડ થયેલો તે જોશે. તેમાં દરેક બાજુએ ધુળ ઉડી રહી છે. તાજગીનું તો તેનાં નામો નીશાન પણ નથી. લીલી ડાળીઓ બળીને ખરી પડી છે. ફળફુલ આવવાને તે લાયક રહી નથી. હવે તેના લાકડાં બળતણને પાત્ર રહી ગયાં છે.

જહાં ઝેહરકા કામ કરતા હે બારાં
જહાં આકે દેતા હે રૂ અબ્ર નૈસાં,
તરદુદસે જો ઓર હોતા હે વૈરાં,
નહિ રાસ જીસ્કો ખીઝાં ઓર બહારાં,
યેહ આવાઝ પૈહમ વહાં આ રહી હે,
કે ઇસલામકા બાગ વૈરાં યેહી હે. ૧૧૩

સાર—જ્યાં વરસાદ ઝેરની ગરજ સારે છે. જ્યાં મોતી ઉત્પન્ન કરતાં બીંદુઓ અફળ જાય છે. સુધારવાનો પ્રયાસ કરતાં તે ઉલટો બગડતોજ જાય છે. પાનખર કે વસંત

કોઇ રૂતુ તેને માફક આવતી નથી. ત્યાં ચોમેરથી એવો પોકાર આવી સંભળાય છે કે ઇસલામનો વેરાન થયેલો બાગ આજ છે.

વોહ દીને હેજાઝીકા બેબાક બેડા,
નેશાં જીસ્કા અકસાએ આલમમેં પોહચા,
મઝાહીમ હુવા કોઇ ખતરા ન જીસ્કા,
ન ઉમ્માંમેં ટટકા ન કુલ્ઝુમમેં ઝચકા,
કીયે પૈ સીપર જીસ્ને સાતોં સમંદર,
વોહ ડુબા દેહાનેમેં ગંગાકે આકર. ૧૧૪

સાર—તે હીજાઝી દીનનું નિર્ભય વહાણુ કે જેનો વાવટો દુનિયામાં ચારે ખુટ જઇ ફરકતો હતો. જેને કોઇ આફત કદી અટકાવી શકીજ નહી. કે ઉમાનમાં કે કુલઝુમમાં કદી અટકયુંજ નહિ. જેણે સાત સમુદ્રો પાર કીધા તે વહાણુ ગંગા નદીના મુખમાં આવી ડુબી ગયું.

અગર કાન ધરકે સુનેં એહતે ઇબ્રત,
તો સીલોનસે તા બે કશમીરો તીબ્બત,
ઝમી રૂખ બન ફુલ ફલ રેત પરબત,
યેહ ફરીયાદ સબ કર રહે બ હસરત,
કે કલ ફખ્ર થા જીન્સે એહલે જહાંકો,
લગા ઉન્સે એબ આજ હીન્દુસ્તાં કો. ૧૧૫

સાર—બોધ લેવા ઇચ્છનારા કદી કાન ધરીને સાંભળે તો સીલોનથી કાશમીર તથા તીબેટ સુધી ભોંય, વૃક્ષ, ફળ,

ફુલ, માટી અને પર્વત એવો દર્દનાક પોકાર કરી રહ્યા છે કે "કાલે જે દુનીઆ માટે ફુખ્ર સમાન હતા. તેમનાથીજ આજે હીન્દુસ્તાનને એબ લાગ્યો છે."

હકુમતને તુમ્સે કીયા ગર કેનારા,
તો ઉસ્મે નથા કુચ્છ તુમ્હારા ઇજારા,
ઝમાનેકી ગર્દીશ સે હે કીસ્કો ચારા,
કભી યાં સીકંદર કભી યાં હે દારા,
નહિ બાદશાહી કુચ્છ આખર ખુદાઇ,
જોહે આજ અપની તો કલ હે પરાઇ. ૧૧૬

સાર—જોકે રાજ્ય તમારૂં જતું રહ્યું છે તો રાજ્યમાં તમારો કાંઇ ઇજારો ન હતો. સમયની ગતી આગળ કોનો ઉપાય છે, કોઇ વખત અહીં સીકંદર તો કોઈ વખત દારા હોય છે. બાદશાહી કાંઇ છેવટે ખુદાઇતો થોડી છે. આજે તે આપણી તો કાલે પરાઇ છે.

હુઇ મુકતઝી જબકે હીકમત ખુદાકી,
કે તાલીમ જારી હો ખેરૂલ વરાકી,
પડી ધુમ આલમમેં દીને હોદા કી,
તો આલમકી તુમ્કો હકુમત અતાકી,
કે ફૈલાઓ દુનિયામેં હુકમે શરીયત,
કરો ખત્મ બંદું પે માલીકકી હુજ્જત. ૧૧૭

સાર—ખુદાતાલાની હીકમતને જ્યારે એમ ગવારા થયું કે દુનિયામાં ઇસલામની તાલીમનો ફેલાવો થાય; ત્યારે ઇસ-

લામની ધુમ દુનિયા ભરમાં મચી ગઇ અને તમોને તેણે દુનિયાની હકુમત આપી; કે જેથી તમો દુનિયામાં શરીયતના હુકમો ફેલાવો અને બંદાઓ પર માલીકની હુજ્જત તમામ્ કરો.

અદા કર ચુકી જબ હક અપના હકુમત,
રહી અબ ન ઇસલામકો ઉસ્કી હાજત,
મગર હેફ અય! ફખ્ર આદમકી ઉમ્મત,
હુઇ આદમિયતભી સાથ ઉસ્કે રૂખસત,
હકુમતથી ગોયા કે એક ઝુલ તુમ્પર,
કે ઉડતેહી ઉસ્કે નીકલ આયે જોહર. ૧૧૮

સાર—રાજસત્તા જયારે પોતાનો હક અદા કરી ચુકી અને હવે ઇસલામને તેની હાજત પણ ન રહી. પરંતુ અફ્સોસ! અય મહા પ્રતાપી નબીની ઉંમત! કે રાજ્યના જવા સાથે તમારી માણુસાઇ પણ જતી રહી. રાજસત્તા તમારાપર એક ઢાંકણુ સમાન હતી તે ઢાંકણુ ઉડી જતાં તમારૂં પાણી જણાઇ ગયું.

ઝમાનેમેં હેં ઐસી કોમેં બોહતસી,
નહિ જીસ્મે તખસીસ ફરમાં દહીકી,
પર આફત કહીં ઐસી આઇ ન હોગી,
કે ઘર ઘરપે યાં છા ગઇ આકે પસ્તી,
ચકોર ઓર શાહબાઝ સબ ઔજ પરહેં,
મગર એક હમ હેં કે બે બાલો પર હેં. ૧૧૯

સાર—દુનિયામાં આજે એવી ઘણી કોમો છે કે જેમની પાસે રાજપાટ નથી પરંતુ ઇસલામીઓ જેવી આપ્દત કોઇના પર આવી નથી. ઘર ઘર પડતી આવીને છવાઇ ગઈ છે. સ્વતંત્ર અને પરતંત્ર સઘળા ઉંચે ચડવાપર છે પરંતુ અમો એકલાજ એવા છીએ કે જેને પગ અને પાંખો નથી.

વોહ મીલ્લતકે ગરદું પેં જીસ્કા કદમથા,
હરેક ખુંટ મેં જીસ્કા બરપા અલમથા,
વોહ ફીરકા જો આફાકમેં મોહતરમથા,
વોહ ઉમ્મત લકબ જીસ્કા ખૈરૂલ ઉમમથા;
નેશાં ઉસ્કા બાકી હે : સીર્ફ ઇસકદર યાં,
કે ગીન્તેહેં અપનોં કો હમભી મુસલમાં. ૧૨૦

સાર—એ મઝહબ કે જેનો પગ આકાશપર હતો. દરેક ખંડમાં જેનો સ્તંભ ટટાર ઉભો હતો. તે કોમ કે જે સર્વોપરી હતી. તે ઉમ્મત કે જેનો લકબ ખેયરૂલ ઉમમ હતો તેની માત્ર આજે એટલીજ નીશાની બાકી છે કે અમો પોતાને મુસલમાન ગણીએ છીએ.

વ ગરના હમારી રગુંમેં લોહુ મેં,
હમારે ઇરાદુંમેં ઔર જુસ્તજુ મેં,
દીલું મેં ઝબાનુંમેં ઔર ગુફતગુમેં,
તબીયતમેં ફીતરતમેં આદતમેં ખુમેં,
નહિ કોઇ ઝર્રા નજાબતકા બાકી,
અગર હો કીસીમેં તો હે ઇત્તેફાકી. ૧૨૧

સાર—નહિતર અમારી રગોમાં, લોહીમાં, ઇરાદામાં, કોશીશમાં, અંતકરણમાં, જીભમાં, વાતચિતમાં, પ્રકૃતિમાં, રીતભાત અને આદતમાં માણુસાઇનો જરાપણ અંશ બાકી રહેલો જોવામાં આવતો નથી. જો કોઇમાં હોય તો તે માત્ર અનાયાસેજ રહેલો દ્રષ્ટી ગોચર થાય છે.

હમારી હરેક બાતમેં સીફ્લાપન હે,
કમીનુંસે બદતર હમારા ચલન હે,
લગા નામ આબાકો હમ્સે ગહન હે,
હમારા કદમ નંગ એહલે વતન હે,
બુઝર્ગુંકી તોકીર ખોઇ હે હમને,
અરબકી શરાફ્ત ડીબોઇ હે હમને. ૧૨૨

સાર—અમારી દરેક વાતમાં હલકાપણું ભરેલું છે. નીચ લોકો કરતાં અમારૂં વર્તન ખરાબ છે. વડીલોના નામને અમોએ ડાઘ લગાડયો છે. દેશબંધુઓને અમારી હસ્તી શરમરૂપ છે. વડીલોની અમોએ તોકીર ઘટાડી નાખી છે આરબ જાતની ખાનદાનીને અમોએ બટ્ટો લગાડયો છે.

ન કોમુંમેં ઇઝઝત ન જલસુંમેં વુક્અત,
ન અપનુંસે ઉલફ્ત ન ગૈરૂંસે મીલ્લત,
મીઝાજુંમેં સુસ્તી દમાગુંમેં નખવત,
ખેયાલુંમેં પસ્તી કમાલુંસે નફ્રત,
અદાવત નેહાં દોસતી આશકારા,
ગરઝકી તવાઝો ગરઝકી મુદારા. ૧૨૩

સાર—બીજી કોમોમાં ઇજ્જત ન મેળાવડામાં માન છે. પોતાનાથી પ્રેમ ન બીજાઓથી સ્નેહ છે. પ્રકૃતિમાં આળસાઇ અને મગજમાં મગરૂરી છે. વિચારોમાં હલકાઇ અને ઉત્તમતાથી નફરત છે. શત્રુવટ છુપેલી અને મિત્રતા જાહેરમાં છે. મતલબની ખાતર તવાજો અને મતલબનો વિવેક છે.

ન એહલે હકુમતકે હમરાઝ હેં હમ,
ન દરબારીઉં મેં સર અફરાઝ હેં હમ,
ન ઇલ્મુમેં શાયાંને એજાઝ હેં હમ,
ન સનઅતમેં હરફતમેં મમતાઝ હેં હમ,
ન રખ્તે હેં કુચ્છ મન્ઝેલત નોકરીમેં,
ન હીસ્સા હમારા હે સૌદાગરી મેં. ૧૨૪

સાર—સરકારના હેતુઓથી અમો જાણીતા નથી. તેમ દરબારીઓમાં અમારી ઇજ્જત નથી વિદ્યામાં માન પામેલા કે કળાકૌશલ્યમાં કદરદાન નથી નોકરીમાં પણ કાંઇ લાગવગ ધરાવતા નથી સોદાગરીમાં પણ અમારો કોઇ હીસ્સો નથી.

તનઝઝલને ફેરી હે બુરી ગત હમારી,
બોહોત દુર પોંહચી હે નકબત હમારી,
ગઇ ગુઝરી દુનિયાસે ઇઝઝત હમારી,
નહિ કુચ્છ ઉભરનેકી સુરત હમારી,
પડે હેં એક ઉમ્મીદ કે હમ સહારે,
તવક્કા પે જન્નતકી જીતે હેં સારે. ૧૨૫

**સાર**—પડતીએ અમારી બહુજ દુર્દશા કરી આપી છે. અમારી ખુવારી ઘણે દુર સુધી જઇ પહોંચી છે. અમારી ઇજ્જત દુનિયાથી ગઈ ગુજરી થઇ ગઇ છે. અમારી ઉન્નતીનો હવે કોઇ માર્ગ રહેતો જણાતો નથી. અમો માત્ર એક આશાને આધારેજ પડયા છીએ. જન્નતની ઉમેદ પરજ અમો બધા જીવીએ છીએ.

સયાહતકી ગુન હે ન મર્દે સફર હેં,
ખુદાકી ખુદાઇસે હમ બે ખબર હેં,
યેહ દીવારેં ઘરકી જો પીશે નઝર હેં,
યેહી અપને નજદીક હદ્દે બસર હેં
હેં તાલાબમેં મછલીયાં કુછ ફરાહમ,
વોહી ઉન્કી દુનિયાં વોહી ઉન્કા આલમ. ૧૨૬

**સાર**—દેશાટણની અમારામાં ઉમંગ નથી તેમ અમો દેશાટણના પહેલવાન નથી. ખુદાની ખુદાઇથી અમો તદ્દન બેખબર છીએ. આ ઘરની જે દીવારો નજર સામે છે તેજ અમારી દ્રષ્ટિની છેવટની હદ છે. જેમ તળાવની માછલીઓને તળાવ એજ દુનિયા છે તેમ અમારી ચાર દીવારી અમારી દુનિયા છે.

બહીશ્ત ઓર ઇરમ સલસબીલ ઓર કૌસર,
પહાડ ઓર જંગલ જઝીરે સમંદર,
ઇસી તરહેકે ઓર બી નામ અકસર,

કીતાબુંમેં પડતે રહે હેં બરાબર,
પે જબતક ન દેખેં કહેં કીસ યકીંપર,
કે યેહ આસમાંપર હેં યા હેં ઝમીંપર. ૧૨૭

સાર—સ્વર્ગ અને તેની નેહરો, પહાડ, જંગલ, ટાપુઓ અને સમુદ્રો અને તેવીજ જાતના બીજા નામો કીતાબોમાં હમેશાં વાંચતા રહ્યા છીએ, પરંતુ ન જોઇએ ત્યાંસુધી કેમ કહી શકીએ કે તે આકાશપર કે પાતાળમાં છે.

વોહ બે મુલ્ન પુંજી કે હે અસ્લ દૌલત,
વોહ શાયસ્તા મુલ્કુંકા ગંજે સઆદત,
વોહ આસુદા કોમુંકા રાસુલ ખુઝાઅત,
વોહ દોલત કે હે વકત જીસ્સે ઈબારત,
નહિ ઉસ્કી વુક્કત નજરમેં હમારી,
યુંહીં મુફ્ત જાતી હે બરબાદ સારી. ૧૨૮

સાર—જેને અમો વખત કહીએ છીએ તે અમુલ્ય પુંજી તથા ખરી દોલત છે. તે સુધરેલા દેશોના સુભાગ્યનો ખજાનો છે. તવંગર કોમોની તે થાપણુ છે. તેવી દોલતની અમો કાંઇ પણુ કીમત કે કદર કરતા નથી. તે નાહકની એમજ બરબાદ થતી જાય છે.

અગર હમ્સે માંગે કોઇ એક પૈસા,
તો હોગા કમોબેશ બાર ઉસ્કા દેના,
મગર હાં વોહ સરમાયએ દીનો દુનિયા,
કે એક એક લમ્હા હે અન્મોલ જીસ્કા,

નહિ કરતે ખસ્સત ઉડાનેમેં ઉસ્કે,
બોહોત હમ સખી હેં લુટાનેમેં ઉસ્કે. ૧૨૯

સાર—જો કોઇ અમારી પાસે એક પૈસો પણુ માગે તો તે આપવો લગભગ બહુજ ભારે થઇ પડશે. પરંતુ તે દીન અને દુનીયાની અમુલ્ય પુંજી વખત કે જેનો એક એક સેકન્ડ અમુલ્ય મોતી સમાન છે તેના ઉડાવવામાં અમો જરા પણુ કંજુસાઇ કરતા નથી. તેને ઉડાડવામાં અમો બહુજ ઉદાર છીએ.

અગર સાંસ દીન રાતકી સબ ગીનેં હમ,
તો નીકલેંગે અનફાસ ઐસે બોહત કમ,
કે હો જીન્મેં ફલકે લીયે કુચ્છ ફરાહમ,
યુંહી ગુઝરે જાતે હેં દીન રાત પૈહમ,
નહિં કોઇ ગોયા ખબરદાર હમમેં,
કે યેહ સાંસ આખેર હે અબકોઇ દમમેં. ૧૩૦

સાર—જો રાત્રી દીવસના શ્વાસોશ્વાસની અમો ગણુત્રી કરીએ તો તેવા માણુસો અમારામાં બહુજ થોડા નીકળશે. કે જેમણે આવતી કાલ માટે કાંઈ એકઠું કરી રાખ્યું હોય તેમના રાત્રી દીવસો એમજ પસાર થતા જાય છે. કોઇને એટલી પણુ અમારામાં ખબર નથી કે આ શ્વાસ છેવટનો શ્વાસ છે.

ગડરીએકા વોહ હુકમ બરદાર કુત્તા,
કે ભેડુંકી હરદમ હે રખવાલ કરતા,

જો રેવડમેં હોતા હે પત્તેકા ખડકા,
તો વોહ શેરકી તરહા ફીરતાહે બાફરા,
ગર ઇનસાફ કીજે તો હે હમ્સે બેહતર,
કે ગાફીલ નહિ ફર્ઝસે અપને દમભર. ૧૩૧

સાર—ભરવાડનો હુકમ માનનાર કુતરો કે જે ઘેટાંની હમેશાં રખેવાળી કરે છે. ઘેટાંના ટોળાંમાં જો જરાપણુ પાંદડાંનો ખડખડાટ થાય છે તો તે વાઘની પેઠે ચારે તરફ ઘુમીને જોઇ આવે છે. જો ઇનસાફની વાત કરીએ તો તે કુતરો અમારાથી ઘણો બેહેતર છે કેમકે તે પોતાની ફરજથી જરા પણુ ગાફીલ નથી.

વોહ કોમેં જો સબઃરાહેં તે કરચુકીહેં,
ઝખીરે હરેક જીન્સકે ભરચૂકી હેં,
હરેક બોઝ બાર અપને સર ધરચૂકી હેં,
હુઇ તબહેં ઝીન્દા કે જબ મરચુકીહેં,
ઈસી તરહા રાહે તલબમેં હેં પોયા,
બોહોત દુર અભી ઉન્કો જાનાહે ગોયા. ૧૩૨

સાર—એ કોમો કે જે સઘળા માર્ગો પસાર કરી ચુકી છે. દરેક વસ્તુના ખજાના ભરી ચુકી છે. દરેક બાર બોજ પોતાને માથે ધરી ચુકી છે. જયારે તે મરી ગઇ છે ત્યારેજ તે જીવતી થવા પામી છે. એવી રીતે હજુ પણુ તે શોધખોળના માર્ગમાં ઉતરી પડી છે. હજુ તો તેમને ઘણે દુર જઇ પહોંચવું છે.

કીસી વક્ત જી ભરકે સોતે નહિ વોહ,
કભી સૈર મેહનતસે હોતે નહિ વોહ,
બુઝાઅતકો અપની ડીબોતે નહિ વોહ,
કોઇ લમ્હા બેકાર ખોતે નહિ વોહ,
ન ચલનેસે થકતે ન ઉક્તાતે હેં વોહ,
બોહોત બહડગએ ઓર બહડેજાતેહેં વોહ. ૧૩૩

**સાર**—કોઇ વખતે તે પેટ ભરીને ઉંઘ લેતા નથી કદી મહેનત મજુરીથી પરવારેલા થતા નથી. પોતાની મુડીને બરબાદ કરતા નથી. એક પળ પણ નકામો ગુમાવતા નથી. ચાલવાથી થાકતા કે કંટાળતા નથી. ઘણે દુર તેઓ જઇ પહોંચ્યા અને હજુ પહોંચતા જાય છે.

મગર હમ કે અબતક જહાંથે વહીં હેં,
જમાદાતકી તરહા બારે ઝમીં હેં,
હેં દુનિયામેં ઐસે કે ગોયા નહિ હેં,
ઝમાનાસે કુચ્છ ઐસે ફારેગ નશીં હેં,
કે ગોયા ઝુરૂરી થા જો કામ કરના,
વોહ સબ કરચુકે એક બાકીહે મરના. ૧૩૪

**સાર**—પરંતુ અમો તો હજુ જ્યાં હતા ત્યાંને ત્યાંજ છીએ. ખનીજ પદાર્થની જેમ પૃથ્વીપર બોજા રૂપ છીએ. દુનિયામાં અમો એવા રહેલા છીએ કે જાણે છીએજ નહિ. જમાનાથી એવા નચિન્ત થઇ બેઠા છીએ કે જાણે જે કામ

કરવાનું હતું તે સઘળું કરી લીધું. હવે માત્ર મરવાનુંજ બાકી રહ્યું.

યહાં ઓર હેં જીતની કામેં ગીરામી,
ખુદ એકબાલ હે આજ ઉનકા સલામી,
તીજારતમેં મમ્તાઝ દોલતમેં નામી,
ઝમાનેકે સાથી તરક્કી કે હામી,
ન ફારેગ હેં ઓલાદકી તરબિયતસે,
ન બેફીક હેં કામકી તકવીયતસે. ૧૩૫

સાર—આજે દુનિયામાં જેટલી માનવંત કામો વસે છે. ઉન્નતિ જેમની દાસી બની ગઇ છે. વેપાર તથા દોલતમાં પ્રખ્યાત તથા સર્વોપરી છે. સમયની સાથી અને ઉન્નતિની હિમાયતી છે. તેઓ બાળકોની કેળવણી તથા નીતિરીતિની તાલીમથી બેખબર નથી. કામને શકિતવાન બનાવવાથી પણ બેફીકર નથી.

દુકાન ઉન્કી હે ઓર બાઝાર ઉન્કા,
બનજ ઉન્કા હે ઓર બેવપાર ઉન્કા,
ઝમાનેમેં ફૈલા હે બેહવાર ઉન્કા,
હે પીરો જવાં બરસરે કાર ઉન્કા,
મદાર એહલકારીકા હે અબ ઉન્હીંપર,
ઉન્હીંકે હેં ઑફીસ ઉન્હીંકે હેં દફતર. ૧૩૬

સાર—દુકાનો તેમની છે અને બજાર તેમનો છે. વણજ તેમનો છે અને વેપાર તેમનો છે. તેમનો વેપાર પૃથ્વી·

પર ફેલાયો છે. તેમના ઘરડા તથા યુવાનો સઘળા કામમાં મસ્ત બની ગયા છે. રાજ્ય વ્યવસ્થાનો બધો આધાર તેમના-પર છે. તેમનીજ ઓફીસો અને તેમનીજ કારટો છે.

મોઅઝ્ઝ્‌ હેં હરએક દરબારમેં વોહ,
ગીરામી હેં હરએક સરકારમેં વોહ,
ન રૂસ્વા હેં આદાતો અતવારમેં વોહ,
ન બદનામ ગુફતારો કીરદાર મેં વોહ,
ન પેશાસે હરફાસે ઇન્કાર ઉન્કો,
ન મેહનત મુશક્કતસે કુચ્છ આર ઉન્કો. ૧૩૭

સાર—દરેક દરબારમાં તેઓ માનવંત છે. દરેક સરકારમાં તે પ્રસંશનીય છે. નીતિરીતિમાં તેઓ ફજેત નથી. વાતચિત કરવામાં તેઓ બદનામ નથી, હુન્નર કારીગરીથી તેમને ઇનકાર નથી. તેમ જાત મહેનત કે મહેનત મજુરીથી તેમને શરમ નથી.

તબીયતમેં એક એક કી હે ખાકસારી
બુરા સુન્કે કરતે હેં વોહ બુર્દબારી,
તવાઝો હે સબકી રગો પૈ મેં સારી,
દમાગ઼ ઉન્કે હેં કીબ્ર નખવતસે આરી,
ન બાતું મેં ઉન્કી હકારત કીસીકી,
ન જલસુંમેં ઉન્કે મઝમ્મત કીસીકી. ૧૩૮

સાર—દરેકના મીજાજમાં સભ્યતા અને વિવેક સમાએલો છે. ખરાબ વાત સાંભળી તેઓ સહનશીળતા ગ્રહણ

કરે છે. ખાતર તવાજો તેમની રગો તથા લોહિમાં ભરેલ છે. તેમના મગજો મજુરીથી દુર નાસનારાં છે. તેમની વાતોમાં કોઇનું અપમાન કે તેમના મેળાવડામાં કોઇની નીંદા હોતી નથી.

જો ગીરતેહેં ગીરકર સંભલ જાતેહેં વોહ,
પડે ઝદ તો બચકર નીકલ જાતેહેં વોહ
હરેક:સાંચેમેં જાકે ઢલજાતે હેં વોહ,
જહાં રંગ બદલા બદલ જાતે હેં વોહ,
હરેક વકતકા મુકતઝા જાનતે હેં,
ઝમાનેકે તીવર વોહ પેહચાનતે હેં. ૧૩૯

સાર—તેઓ જો પડી જાય છે તો પાછા ઉભા થઇ જાય છે. આકરા સંજોગમાં આવી જાય તો યુકિતથી છટકી જાય છે. દરેક રંગઢંગમાં રંગાઇ તથા મળી જાય છે. જેવો રંગ બદલાયો કે તેઓ પણ બદલાઇ જાય છે. દરેક સમયની સમયસૂચકતાને તેઓ પીછાણે છે. જમાનાના રંગઢંગને બરાબર ઓળખે છે.

મગર હે:હમારી નઝર ઇતની ઉંચી,
કે યકસાંહે વાં સબ બુલંદી વ પસ્તી,
નહિ અબતક અસલા ખબર હમકો યેહથી,
કે હે કોન મુદીર કુતિયા તરકકી,
જીધર ખોલકર:આંખ હમ દેખતે હેં,
ઝમાને કો અપનેસે કમ દેખતે હેં. ૧૪૦

સાર—પરંતુ અમારી દ્રષ્ટિ તો એટલી ઉંચી છે કે ઉં-

ચાઈ તથા નીચાઇ બરાબર છે. હજી અમોને એટલી પણ ખબર નથી કે ઉન્નતિ કઈ મુરદ્દાર કુતરીનું નામ છે. જ્યાં આંખ ઉંચી કરી અમો જોઇએ છીએ ત્યાં અમો અમારી બહુજ પડતી નીહાળીએ છીએ.

ઝમાનેકા દીનરાત હે: યેહ ઇશારા,
કે હે આશતી મેં મેરી યાં ગુઝારા,
નહિ પૈરવી જીન્કો મેરી ગવારા,
મુઝે ઉન્સે કરના પડેગા કીનારા,
સદા એકહી રૂખ નહિ નાવ ચલતી,
ચલો તુમ ઉધરકો હવા હો જીધરકી. ૧૪૧

સાર—સમયનો રાત્રી દિવસ એજ ઇશારો છે કે મારી દોસ્તીમાંજ તમારૂં હિત સમાએલું છે, મારૂં અનુકરણ જેમને કબુલ નથી તેમનાથી મારે દુર ખસી જવું પડશે. હમેશાં એક તરફજ નાવ ચાલતી નથી તમો તે તરફ નાવને હંકારો, કે જે તરફ હવા ચાલે છે.

ચમનમેં હવા આ ચુકી હે ખીઝાં કી,
ફીરી હે નઝર દેરસે બાગબાંકી,
સદા ઓર હે બુલબુલે નગમાખાંકી,
કોઇ દમમેં રેહલત હે અબ ગુલ્સતાંકી,
તબાહી કે ખ્વાબ આ રહે હે નઝર સબ,
મુસીબતકી હે આનેવાલી સહર અબ. ૧૪૨

સાર—બગીચામાં પાનખર રૂતુની હવા આવી ચુકી છે.

માળીની નજર પણ કેટલોક સમય થયાં બદલાઇ ગઇ છે. સુંદર ગાનતાન: કરનાર બુલબુલનો અવાજ તદ્દન બદલાઇ ગયો છે. હવે ઘડી બ ઘડીમાં બગીચો મહેમાન જણાય છે. બરબાદીના સ્વપ્ન ઉપરા સાપરી આવી રહ્યાં છે હવે માત્ર મુસીબતની સવાર આવનારી બાકી છે.

ફ્લાકત જીસે કહીયે ઉમ્મુલ જરાયમ,
નહિ રેહતે ઇમાંપે દીલ જીસ્સે કાયમ,
બનાતી હે ઇન્સાનકો જો બહાયમ,
મુસલ્લી હેં દીલ જમે જીસ્સે ન સાયમ,
વોહ યું એહલે ઇસલામપર છા રહી હે,
કે મુસ્લીમકી ગોયા નીશાની યેહી હે. ૧૪૩

**સાર**—દરિદ્રતા કે જે સઘળાં પાપોની જડ છે. તેના લીધે દીલ ઇમાનપર ટકી રહેતાં નથી. તે ઇન્સાનને હેવાન્ન બનાવી આપે છે. તેનાથી નમાજી કે રોજાદાર નચિન્ત નથી. તેવી દરિદ્રતા મુસલમાનોપર આજે એવી છવાઇ રહી છે કે ગોયા મુસલમાન હોવાની તે નીશાનીજ કેમ ન હોય!

કહીં મક્કે ગુર સીખાતી હે હમકો,
કહીં ઝુટકી લો લગાતી હે હમકો,
ખેયાનતકી ચાલેં સુઝાતી હે હમકો,
ખુશામદકી ઘાતેં બનાતી હેં હમકો,
ફ્સું જબ યેહ બાકી નહિ કાર ગર્દા,
તો કરતી હે આખરકો દરયુઝા ગર્દા, ૧૪૪

સાર—તે દારિદ્રતા અમોને કદી દગલબાજીની કુંચીઓ શીખવાડે છે. કદી જુઠી લાલચોની ચાટ લગાડે છે. કદી અમાનતમાં ખીયાનતના માર્ગો દેખાડે છે. કદી ખુશામદના દાવપેચ બતાડે છે. આ માર્ગોમાં પણ જો ફાવી શકાતું નથી તોપછી તે ઘર ઘર ભીક્ષા માગનારા કરી આપે છે.

યહાં જીતની કોમે હમારે સીવા હેં,
હઝાર ઉન્મેં ખુશ હેં તો દો બેનવાહેં,
યહાં લાખ મે દો અગર અગ્નેયા હેં;
તો સો નીમ બીસ્મીલ હેં બાકી ગદાહેં
ઝરા કામ ગૈરતકો ફરમાએં ગર હમ,
તો સમઝે કે હેં મુબ્તઝલ કીસકદર હમ, ૧૪૫

સાર—અમારા સિવાય બીજી જેટલી કોમો છે તેમાં હજાર ખુશાલીમાં તો માત્ર બે કંગાલ છે. અમારામાં લાખમાં માત્ર બે તવંગર છે. સો અર્ધદગ્ધ અને બાકીના ભિક્ષુકો છે. જરા અમો ગેરત તથા શરમને કામમાં લાવી જોઇએ તો સમજીએ કે અમો કેટલા દુઃખમાં ડુબ્યા છીએ.

બીગાડી હે ગર્દિશને જો ખાનદાની,
નહિ જાનતે બસ કે રોટી કમાની,
દીલુંમે હે યેહ યકકલમ સબને ઠાની,
કે કીજયે બશર માંગકર જીન્દગાની,
જહાં કદ્રદાનુંકા હે ખોજ પાતે,
પહોંચતે હેં વાં માંગતે ઓર ખાતે, ૧૪૬

**સાર**—કાળના ચક્કરે જે ખાનદાનો બગાડયાં છે તેઓ હવે રોટી કામી ખાવાનું પણ જાણતા નથી. તે સઘળાઓએ દીલમાં એવો નિર્ણય કીધો છે કે હવે ભિક્ષા માગીને ગુજરાન ચલાવીએ. જ્યાં કોઇ ભિક્ષા આપનાર કદરદાનનું નામ સાંભળે છે ત્યાં તેઓ ભિક્ષા માગવાને જઇ દોડે છે.

કહીં બાપ દાદાકા હેં નામ લેતે,
કહીં રૂ સનાસીસે હેં કામ લેતે,
કહીં ઝુટે વાદુંપે હેં દામ લેતે,
યુંહીં સબકા દમ દેકે હેં દામ લેતે,
બુઝુર્ગુંકે નાઝાં હેં જીસ નામપર વોહ,
ઉસે બેચતે ફીરતે હેં દરબદર વોહ. ૧૪૭

**સાર**—કહીં જઇ બાપદાદાનું નામ લે છે અને કહીં શરમા શરમીથી કામ લે છે. કહીં જુઠા વાયદાઓ કરી નાણું કઢાવે છે એમજ સઘળાઓને દમ દઇને દામ ઓકાવે છે. વડીલોના જે નામપર તેઓ ફખ્ર કરે છે તેમને તેઓ ઘર ઘર વેચતા ફરે છે.

યેહ હેં ઢંગ ઉન તાઝા આફતઝદું કે,
બોહોત કમ ઝમાના હુવા જીન્કો બીગડે,
અભી એક આલમ હે આગાહ જીન્સે,
કે હેં કીસકે બેટે વોહ ઓર કીસકે પોતે,
જીન્હેં દેસ પરદેસ સબ જાનતે હેં,
હસબ ઓર નસબ જીન્કા પેહચાનતે હેં ૧૪૮

**સાર**—આવાજ રંગઢંગ તે તાજાતર વધુ આફતમાં સપડાએલાઓના છે. તેમને બરબાદ થયે હજુ કાંઈ સમય થવા પામ્યો નથી. હજુ દુનિયા ભરને યાદ છે કે તેઓ કોના પુત્ર તથા પદ્પુત્ર છે. તેમને દેશપરદેશના લોકો જાણે છે, તેમના હસબ તથા નસબને સૌ ઓળખે છે.

મગર મીટ ચુકા જીન્કા નામો નશાં હે
પુરાની હુઇ જીન્કી અબ દાસ્તાં હે,
ફસાનું મેં કીસ્સુમેં જીન્કા બયાં હે,
ઓહોત નસ્લ પર તંગ ઉન્કી જહાં હે,
નહિ ઉન્કી કદ્ર ઓર પુરશીશ કહીં અબ
ઉન્હેં ભીક તત કોઇ દેતા નહીં અબ, ૧૪૯

**સાર**—પણ જેમનું નામો નીશાન મટી ગયું છે, જેમની દાસ્તાન હવે પુરાણી થઇ ગઇ છે. કીસ્સા કહાણીઓમાં જેમનું વર્ણન રહેલું છે. તેમની નસલપર દુનિયા બહુ તંગ થઇ પડી છે. તેમની કદર કે પુછગાછ કયાંઇ પણ નથી, તેમને ભિક્ષા વટીક પણ કોઇ આપતું નથી.

ઓહોત આગ ચીલ્મુંકી સુલગાને વાલે,
ઓહોત ઘાસકી ગઠડીયાં લાને વાલે,
ઓહોત દરબદર માંગકર ખાને વાલે,
ઓહોત ફાકે કર કરકે મરજાને વાલે,
જો પુછો કે કીસ કાનકે હેં વોહ જોહર
તો નીકલેંગે નસ્લે મલુક ઉન્મેં અકસર ૧૫૦

સાર—તેમાંના ઘણાઓ હોકાની આગ સળગાવનારા છે, ઘણાઓ ઘાંસની ગાંસડીઓ લાવી વેચનારા છે. ઘણાઓ ઘરઘર ભિક્ષા માગી ખાનારા છે. ઘણાઓ ફાકાઓ કરી મરી જનારા છે. જો તમો પુછો કે, કઇ ખાણુના હીરાઓ છે. તો તે ાંના ઘણાઓ બાદશાહી તુખમના જણાશે.

ઇન્હીંકે બુઝુર્ગ એક દીન હુકમરાં થે,
ઇન્હીંકે પરસ્તાર પીરો જવાં થે,
યેહી મામને આજીઝો નાતવાં થે,
યેહી મરજએ દેલમો ઇસ્ફેહાં થે,
યેહી કરતેથે મુલ્કકી ગલ્લાબાની
ઇન્હીંકે ઘરૂંમેંથી સાહેબ કરાની. ૧૫૧

સાર—તેમનાંજ વડીલો એક દીવસ રાજ્ય કરતા હતા, નાના અને મોટા તેમના પુજારીઓ હતા. તેઓજ અનાથ તથા અપંગના આશ્રયદાતા હતા. તેઓજ ઇસ્ફહાન તથા દેલમના પ્રતિનીધીઓ હતા. તેઓજ દેશની રખેવાળી કરતા હતા. તેમનાજ ઘરોમાં શુરવીરતા હતી.

યેહ અય કોમ ઇસલામ ઇબ્રતકી જા હે,
કે શાહુંકી ઓલાદ દરદર ગદા હે,
જીસે સુન્યે ઇફ્લાસમેં મુબતેલા હે,
જીસે દેખીયે મુફ્લીસો બેનવા હે,
નહિ કોઇ ઇનિમેં કમાનેકે કાબીલ,
અગર હેં તો હેં ભાંગ ખાનેકે કામીલ. ૧૫૨

**સાર**—ઓ ! ઇસ્લામી કોમ, આ ધડો લેવાની જગ્યા છે કે બાદશાહોની ઓલાદ ઘરઘર ભિક્ષા માગી રહી છે. જેને જુઓ તે કંગાલિયતમાં સપડાએલો છે. જેને જુઓ તે ગરીબીમાં રીબાઇ રહ્યો છે, તેમનામાં કોઇ પેટ ભરી શકવાને લાયક નથી, જો લાયક છે તો તે માત્ર ભિક્ષા માગી ખાવાનેજ.

નહિ માગનેકા તરીક એકહી યાં,
ગદાઇકી હેં સુરતે નીત નઇ યાં,
નહિ હસ્ત કંગલુંપે ગુદીયા ગરી યાં,
કોઇ દેતો મંગતુંકી હે કીયા કમીં યાં,
બોહત હાથ ફેલાએ ઝેરે રીદા હેં,
છુપે ઉજલે કપડુંમેં અકસર ગદા હેં, ૧૫૩

**સાર**—તેમનો ભિક્ષા માગી ખાવાનો કાંઇ એક માર્ગ નથી ભિક્ષા માગવાના સેંકડો નવા ઢંગ શોધી કહાડયા છે. કોઇ આપનાર હોય તો કંગાલોની કાંઇ અહીં ખોટ નથી. ઘણાઓ ચાદર નીચે હાથ ફેલાવી બેઠેલા છે. ઉજળાં કપડામાં છુપેલા મોટે ભાગે ભિખારીઓજ છે.

બોહોત આપકો કેહકે મસજીદકે બાની,
બોહોત બનકે ખુદ સય્યદે ખાનદાની,
બોહોત સીખકર નોહઓ સોઝખાની,
બોહોત મદહામેં કરકે રંગીં બયાની,
બોહોત આસ્તાનુંકે ખુદ્દામ બનકર,
પડે માંગતે ખાતે ફીરતે હેં દરદર. ૧૫૪

સાર—ઘણુાકો પોતાને મસજીદના આની કહેવડાવી, ઘણુાકો ખાનદાની સૈયદો જણાવી, ઘણુાકો નોહા તથા સોજખાની શીખી, ઘણુાકો વખાણુના રંગીન કાવ્યો રચી અને ઘણુાકો આસ્તાનાના ખુદ્દામ બનીને ઘર ઘર ભિક્ષા માગતા ફરે છે.

મુશક્કતકો મેહનતકો જો આર સમઝેં,
હુનર ઓર પેશાકો જો ખ્વાર સમઝેં,
તીજારતકો ખેતીકો દુશવાર સમઝેં,
ફીરંગીકે પૈસેકો મુરદાર સમઝેં,
તન આસાનીયાં ચાહેં ઓર આબરૂભી,
વોહ કોમ આજ ડુબેગી ગર કલ ન ડુબી ૧૫૫

સાર—તેઓ મેહનત મજુરી કરવામાં તો શરમ સમજે છે. ધંધા રોજગારમાં હલકાઇ માને છે. વેપાર તથા ખેતીના કામને મુશ્કેલ જણાવે છે. ખ્રીસ્તીના પૈસાને મુરદાર કહે છે. જે કોમ આસાયશ અને આબરૂ બંન્નેની ઇચ્છા ધરાવે તે કોમ જો આજે ન ડુબી તો કાલે જરૂર ડુબી જશે.

કરે નોકરીભી તો બે ઇઝઝતીકી,
જો રોટી કમાએં તો બે હુરમતી કી,
કહીં પાએં ખીદમત તો બે ગૈરતી કી,
કસમ ખાઇએ ઉન્કી ખુશ કીસ્મતીકી,
અમીરૂંકે બનતે હેં જબ યેહ મુસાહબ,
તો જાતે હેં હોકર હમીય્યતસે તાયબ, ૧૫૬

સાર—જો નોકરી કરે છે તો બેઇજ્જતીની. જો રોટી

કમાય છે તો બેશરમીથી, નોકરી મેળવે છે તો બેગેરતીની. જ્યારે તેઓ અમીરોના સોબની જઇ બને છે ત્યારે માણસાઇથી તોબા કરી તેમની સંગતમાં જઇ મળે છે.

કહીં ઇન્કી મહોબતમેં ગાના બજાના,
કહીં મસ્ખરા બનકે હંસના હંસાના,
કહીં ફબતીયાં કેહકે ઇનઆમ પાના,
કહીં છેડકર ગાલીયાં સબકી ખાના,
યેહ કામ ઓરભી કરતે હેં પર ન એસે.
મુસલમાન ભાઇસે બન આયે જૈસે. ૧૫૭

**સાર**—તેમની મજલીસમાં કોઇ જગોએ ગાવા બજાવવાનું, કહીં મશકરા બની હંસવા હંસાવવાનું, કંહીં નકલો કહી ઇનામ મેળવવાનું અને કહીં છેડછાડ કરી ગાલ ગલોચ ખાવા ખવડાવવાનું હોય છે. આવાં કામો બીજાઓ કરે છે ખરા, પરંતુ મુસલમાન ભાઇઓથી જેવાં તે બને છે તેવાં બીજાઓથી થતાં નથી.

અમીરૂંકા આલમ ન પુછો કે કીયા હે,
ખમીર ઉન્કા ઓર ઉન્કી તીનત જુદા હે,
સઝાવાર હે ઉન્કો જો ના સઝા હે,
રવા હે ઉન્હેં સબકો જો નારવા હે,
શરીયત હુઇ હે નીકો નામ ઉન્સે,
બોહોત ફખ્ર કરતા હે ઇસ્લામ ઉન્સે, ૧૫૮

સાર—અમીરોના રંગઢંગની તો વાતજ ન પુછો, તેમનો સ્વભાવ તથા ખમીરજ નીરાળાં છે. બીજાઓ માટે જે ગેરવાજબી છે તે તેમને માટે વ્યાજબી છે. બીજાઓ માટે જે રવા નથી તે તેમને માટે રવા છે. તેમનાથી ઇસલામની બહુજ ખ્યાતિ (!) થઇ છે. તેમનાથીજ ઇસલામ ઘણો ફ્ખ્ર (!) કરે છે.

હરેક બોલપર ઉન્કે મજલીસ ફીદા હય
હરેક બાતપર વાં દુરસ્ત ઓર બજાહય
ન ગુફ્તારમેં ઉન્કે કોઇ ખતા હય,
ન કીરદાર ઉન્કા કોઇ ના સઝા હય,
વોહ જો કુચ્છ કે હેં કેહ સકેં કોન ઉન્કો,
બનાયા નદીમુંને ફીરઓન ઉન્કો. ૧૫૯

સાર—તેમના દરેક બોલ ઉપર મંડળીના લોકો વાહ વાહ કહે છે. તેમની દરેક રીતભાત ખરી અને દુરસ્ત જણાવે છે. તેમની વાતચિતમાં કોઈ ભુલભાલજ નથી. ન તેમનું કામકાજ ભુલવાળું છે. તેઓ જેવા છે તેવા તેમને કહીજ કોણ શકે! તેમના ગોઠીયાઓએ તેમને ફીરઓન બનાવી આપ્યા છે.

વોહ દોલત કે હે માયએ દીનો દુનિયા
વોહ દોલત કે હે તોશએ રાહ ઉકબા,
સુલેમાંને કી જીસકી હકસે તમન્ના,
બહડા જીસ્સે આફાકમેં નામ કસરા,
કીયા જીસ્ને હાતમકો મશહુરે દોરાં,

કીયા જીસ્ને યુસુફકો મસજુદે અખવાં. ૧૬૦

**સાર**—દોલત કે જે દીન દુનિયાના દરેક કામમાં અગત્યની વસ્તુ છે. આખરતના માર્ગનુ તે ભાતું છે. હજરત સુલેમાન જેવા મહાન પેગંબરે તેની ઇચ્છા કીધી. તેના પ્રતાપે નવશેરવાંનુ નામ પ્રખ્યાત થયું, તેણેજ હાતમને જગમાં પ્રખ્યાત કીધો, તેણેજ હજરત યુસુફના ભાઇઓની ગરદન હજરત યુસુફ આગલ ઝુકાવી આપી.

મીલા હે ગેહ ૫ખ્ત ઉસ્કો ઉન્કી બદોલત
કે સમજી ગઇ હે વોહ અસ્લે શકાવત,
કહીં હે વોહ સરમાયએ જેહલો ગફલત,
કહીં નસ્શએ બાદએ કીબ્રો નખવત,
જહાંકે લીયે જોકે આબે બકા હય,
વોહ ઇસ કોમકે હકમેં સુમ્મી હુવા હય. ૧૬૧

**સાર**—તેવી દોલતના સબંધમાં તેમને એમ સમજાવી દેવામાં આવ્યું છે કે તે બદબખ્તીનું કારણ છે. આળસ તથા મુર્ખાઇની પુંજી છે. મગરૂરી તથા તકબ્બુરનો કેફ છે. મતલબ કે જે વસ્તુ દુનિયા માટે આબેહયાત સમાન છે તે તેમને માટે ઝેર સમાન મનાવા લાગી છે.

ઇધિર માલો દૌલતને યા મું દીખાયા,
ઉધર સાથ સાથ ઉસ્કે એદબાર આયા,
પડા આકે જીસ ધરપે સરવતકા સાયા,
અમલ વાંસે બરકતને અપના ઉઠાયા,

નહિ રાસ યાં ચાર પૈસે કીસીકો,
મુબારક નહિ જેસે પર ચ્યુંટીઉંકો. ૧૫૨

સાર—એક બાજુએથી દોલત તેમનાથી છટકી ગઇ તો બીજી બાજુથી પડતી આવી હાજર થઇ. જે ઘરપર દારિદ્રતા રૂપી દોલતનો પડછાયો પડયો ત્યાંથી ખેર તથા બરકતે પોતાનો કદમ ઉપાડી લીધો. જેવી રીતે કીડીને પાંખો મુબારક નથી તેવી રીતે અહીં મુસલમાનોને ચાર પૈસાની મુડી મુબારક નથી.

સમઝતે હેં સબ એબ જીન આદતુંકો,
બહાયમસે નીસબત હે જીન સીરતું કો,
છુપાતે હેં ઓબાશ જીન ખસલતું કો,
નહિ કરતે અજલાફ જીન હરકતું કો,
વોહ યાં એહલે દોલત કોહેં શીરે માદર,
ન ખોફે ખુદા હે ન શર્મે પયમ્બર. ૧૫૩

સાર—જે આદતોને સઘળાઓ એબ સમજે છે. જે રીતભાતને હેવાનિયત માનવામાં આવે છે. લુચ્ચા અને લબાડી લોકો જે રીતભાતને છુપાવે છે અને તેને જાહેર થવા દેતા નથી તેવી આદત તથા રીતભાત અહીં શ્રીમંતોને માતાના દુધ સમાન થઇ પડી છે. તેમને ખુદાનો ખોફ કે પૈગંબરની શરમ રહી નથી.

તબીયત અગર લહવ બાઝીપે આઇ,
તો દોલત બોહોતસી ઇસીમેં લુટાઇ,

જો કી હજરતે ઇશ્કને રેહ નુમાઇ,
તો કરદી ભરે ઘરકી દમમેં સફાઇ,
ફીર આખર લગે માંગને ઓર ખાને,
યુંહી લુટ ગએ યાં હજારૂં ઘરાંને, ૧૬૪

સાર—જો તેમનું મન મોજમજા તરફ ખેચાયું તો ઘણી દોલત તેમાં ઉડાવી નાખે છે. જો ઇશ્કબાજીએ તેમનો સંઘાત કીધો તો ભરેલા ઘરને સફાચટ કરી આપે છે. છેવટે ભિક્ષા માગીને ગુજરાન કરવા લાગી જાય છે. આવી રીતે હજારો કુટુમ્બો ફના થઇ ગયાં છે.

ન આગાઝ પર અપને ગૌર ઉન્કો અસલા
ન અંજામકા અપને કુચ્છ ઉન્કો ખટકા,
ન ફીક્ર ઉન્કો ઓલાદકી તરબીયતકા,
ન કુચ્છ ઝીલ્લતે: કોમકી ઉન્કો પરવા,
ન હક કોઈ દુનિયાપે ઉન્કા ન દીંપર,
ખુદાકો વોહ મુંહ કયા દીખાયેંગે જાકર. ૧૬૫

સાર—પોતાના કોઇ કામના આરંભ વિષે તેમને જરા પણ ખીયાલ નથી પરિણામની પણ બીલકુલ ચીન્તા નથી. બાળકોને કેળવણી આપવાની કે તેમને નીતિરીતિના શિક્ષણ અપાવવાની બીલકુલ પરવાજ નથી. કોમના અપમાન વિષે તેમને જરાપણ શરમ નથી. તેમનો દીન કે દુનિયા ઉપર જાણે કોઇ હકજ નથી. એવા લોકો ખુદા પાસે જઇ શું મુખ દેખાડશે ?

કીસી કોમકા જબ ઉલટતા હે દફતર,
તો હોતે હેં મસ્ખ ઉન્મેં પેહલે તવંગર
કમાલ ઉન્મેં રેહતે હેં બાકી ન જોહર,
ન અકલ ઉન્કી હાદી, ન દીં ઉનકા રાહબર,
ન દુનિયામેં ઝીલ્લત ન ઇઝઝતકી પરવા,
ન ઉકબામેં દોઝખ ન જન્નતકી પરવા. ૧૬૬

**સાર**—જ્યારે કોઇપણ કોમપર પડતી આવવાની હોય છે ત્યારે પ્રથમ તે કોમના તવંગરોનો રંગઢંગ બદલાઇ જાય છે. તેમનામાં નીતિરીતિ કે કુશળતા રહેવા પામતી નથી. બુદ્ધિ તેમને હિદાયત કરતી નથી તેમ દીન તેમને માર્ગ બતાવતો નથી. તેમને દુનિયામાં ઇજ્જત કે અપમાનની અને આખરતમાં જન્નત કે દોજખની પરવા હોતી નથી.

ન મઝલુમકી આહો ઝારીસે ડરના,
ન મફલુકકે હાલપર રેહમ કરના,
હવાઓ હવસમેં ખુદીસે ગુઝરના,
તઇયશમેં જીના નુમાયશપે મરના,
સદા ખ્વાબે ગફલતમેં બેહોશ રેહના,
દમે નઝઆ તક ખુદ ફરામોશ રેહના. ૧૬૭

**સાર**—ન તેઓ મઝલુમની આહોજારીથી ડરે છે, ન આફતમાં સપડાએલાપર દયા ખાય છે. દુનિયાની મોહજાળમાં હદ કુદાવી જાય છે એશઆરામમાં જીવે છે અને ફેશનમાં મરી પડે છે. હમેશાં ગફલતના કેફમાં મસ્ત રહે છે. અને છેવટની

ઘડી સુધી ખુદ પોતાને પણ ભુલી જાય છે.

પરેશાં અગર કેહતસે એક જહાં હે,
તો બેફીક્ર હેં કયુંકે ઘરમેં સમાં હે,
અગર બાગે ઉમ્મતમેં ફ્સલે ખીઝાં હે,
તો ખુશ હેં કે અપના ચમન ગુલફ્શાંહે
બની નુઅ ઇન્સાંકા હક ઉન્પે કયા હે,
વોહ એક નુઅ નુએ બશરસે જુદા હે, ૧૬૮

સાર—દુનિયાના લોકો દુષ્કાળની આફતમાં સપડાએલા હોય તો તેની તેમને ફીકર નથી, કેમકે પોતાને તર નીવાલા ખાવા મળે છે. ઇસલામના બાગમાં પાનખર રૂતુ જુએ છે તો ખુશી થાય છે કેમકે પોતાનો બાગ તો લેહકી રહ્યો છે. મનુષ્ય જાતનો તેમનાપર શો હક છે તેની તેમને ખબર વટીક પણ નથી. કેમ જાણે તે એક જુદીજ ઉતપતી હોયની!

કહાં બંદગાને ઝલીલ ઓર કહાં વોહ,
બસર કરતે હેં બેગમ કુવ્વતે નાં વોહ,
પેહનતે નહિ જુઝ સુમુર ઓર કતાંવોહ,
મકાં રખ્તે હેં રશ્ક ખુલ્દે જહાં વોહ,
નહિ ચલતે વોહ બે સવારી કદમ ભર,
નહિ રેહતે બે નગમઓ સાઝ દમ ભર. ૧૬૯

સાર—કયાં બાપડા કંગાલ લોકો અને કયાં તેઓ! તેઓ વગર ચીન્તાએ તર નીવાલા ઉડાવે છે. ઉંચી કીમતના પોશાક વિના તેઓ બીજો લેબાસ પહેરતા નથી. પોતાના મકા-

નોને શણગારી જન્નતના બાગ સમાન રાખે છે. સવારી વિના તો એક ડગલું પણ ચાલતા નથી ઘડીભર પણ વાજાંગાજાં વિના રહેતા નથી.

કમરબસ્તા હેં લોગ ખીદમતમેં ઉન્કી,
ગુલે લાલા રેહતે હેં સોહબતમેં ઉન્કી,
નફાસત ભરી હે તબીયતમેં ઉન્કી,
નઝાકત સો દાખીલ હે આદતમેં ઉન્કી,
દવાઉંમેં મુસ્ક ઉન્કે ઉઠતા હે ઢેરૂં,
વોહ પોશાકમેં ઇત્રે મલતે હેં સેરૂં ૧૭૦

**સાર**—તેમની સેવામાં લોકો તૈયાર ઉભા રહે છે. ગાનારી તથા નાચનારી રંડીઓ તેમની સોબતમાં રહે છે. તેમના મીજાજમાં સુઘડતાઇ કુટી કુટીને ભરેલી છે. નાજુકાઇમાં તેઓ ભરપુર પડયા રહે છે. તેમની દવાઓમાં અંબર તથા કસ્તુરીના ઢગલાઓ વપરાય છે. પોશાકમાં રતલો અત્તર તેઓ મસળે છે.

યેહ હો સકતે હેં ઉન્કે હમજીન્સ ક્યુંકર
નહિ ચેન જીન્કો ઝમાનેસે દમભર,
સવારીકો ઘોડા ન ખીદમતકો નૌકર,
ન રેહનેકો ઘર ઓર ન સોનેકો બીસ્તર,
પહેનનેકો કપડા ન ખાનેકો રોટી,
જો તદબીર ઉલટી તો તકદીર ખોટી. ૧૭૧

**સાર**—જેમને સમયની હાડમારીઓથી ઘડી પણ ચેન નથી. જેમની પાસે સવારી માટે ઘોડો કે ચાકરી માટે ચાકર

નથી. રહેવાને ઘર કે સુવાને બીછાનું નથી. પહેરવાને કપડાં કે ખાવાને રોટલી નથી. જેમની તદબીર ઉલટી અને કીસમત ફુટેલાં છે તેવા લોકો તેમના સોબતીઓ કેવી રીતે થઇ શકે છે!

યેહ પેહલા સબકથા કીતાબે ખુદા કા,
કે હે સારી મખલુક કુમ્બા ખુદા કા,
વોહી દોસ્ત હે ખાલીકે દોસરાકા,
ખલાયક સે હે જીસ્કો રીસ્તા વીલા કા,
યેહી હે ઇબાદત યેહી દીનો ઇમાં,
કે કામ આએ દુનિયામેં ઇન્સાંકે ઇન્સાં. ૧૭૨

સાર—હિદાયત કરનારી પવિત્ર કીતાબ કુરાને મજીદનો આ પહેલોજ સબક હતો કે દુનિયાના સઘળા લોકો ખુદાતાલાનું એકજ કુટુમ્બ છે. ખુદાતાલાની મખલુકને જેઓ ચાહે છે તેઓજ ખુદાતાલાના દોસ્તો છે. ઇનસાન ઇનસાનને કામ આવે એજ ઇબાદત તથા દીનો ઇમાન છે.

અમલ જીન્કાથા ઇસ કલામે મતીં પર,
વોહ સરસબ્ઝ હેં આજ રૂએ ઝમીંપર
તફાવક હે ઉન્કો કહીંનો મહીં પર,
મદાર આદમિયતકા હે અબ ઉન્હીં પર.
શરીયતકે જો હમને પૈમાન તોડે,
વોહ લેજાકે સબ એહલે મગરીબને જોડે. ૧૭૩

સાર—જેઓ આ કલામે પાકપર આજે અમલ કરે છે તેઓ દુનિયામાં ખુશહાલ છે. નાના અને મોટા સઘળાઓપર

તેમને વડાઇ છે. માણુસાઇનો બધો આધારજ આજે તેનાપર જોવામાં આવે છે. શરીયતના જે હુકમો અમોએ તોડી નાખ્યા તે હુકમો પાશ્ચિમાત્ય લોકોએ જોડી આપી અમલમાં મુકયા.

સમઝતે હેં ગુમરાહ જીન્કો મુસલમાં,
નહિ જીન્કો ઉકબામેં ઉમ્મીદે ગુફ્રાં,
ન હીસ્સેમેં ફીરદોસ જીન્કે ન રીઝવાં,
ન તકદીરમેં હુર જીન્કે ન ગીલ્માં,
પસ અઝ મર્ગ દોઝખ ઠીકાનાહે જીન્કા,
હમીમ આબો ઝકકુમ ખાના હે જીનકા. ૧૭૪

સાર—મુસલમાનો જેમને ગુમરાહ સમજે છે, જેમને માટે આખરતમાં મુક્તિની ઉમેદ સમજતા નથી. જેમના ભાગમાં સ્વર્ગ કે તેના બાગબગીચા આવનાર નથી જેમની કીસમતમાં જન્નતના હુરો ગીલમાન નથી. જેમનું મૃત્યુ બાદ દોજખ ઠેકાણું છે. દોજખના ગલીચ પીણાઓ તેમને પીવાના છે.

વોહ મુલ્ક ઓર મીલ્લતપે અપની ફીદાહે,
સબ આપસમેં એકએકકે હાજત રવાહે,
ઉલુલ ઇલ્મ હે ઉન્મે યા અગનિયા હે,
તલબગાર બેહબુદ ખલ્કે ખુદા હેં,
યેહ તંગ્મા થા ગોયાકે હીસ્સા ઉનહીંકા,
કે હુબ્બુલ વતન હે નીશાં મોમનીંકા, ૧૭૫

સાર—તેવા લોકો પોતાના દેશ તથા ધર્મ માટે ફીદા છે. સઘળાઓ એકત્ર થઇ અન્યોઅન્ય સહાયતા આપે છે. તેમના

વિદ્વાનો અને તવંગરો ખુદાની મખલુકની ભલાઇ ચાહનારા છે. આવો માનવંત દરજ્જો તો એ લોકો માટે ખાસ હોવો જોઇતો હતો કે જેઓ સ્વદેશ પ્રેમને મોમિનની નીશાની હોવાનું કહે છે.

અમીરૂંકી દોલત ગરીબુંકી હીમ્મત,
અદીબુંકી ઇન્શા હકીમુંકી હીકમત,
ફસીહુંકે ખુત્બે શુજાઉંકી જુર્રત,
સીપાહીકે હથિયાર શાહુંકી તાકત,
દીલુંકી ઉમીદેં ઉમંગુંકી ખુશીયાં,
સબ એહલે વતન ઓર વતનપર હે કુરબાં, ૧૭૬

સાર—તેમના અમીરોની દોલત અને ગરીબોની હિંમત, વકતાઓના ભાષણો અને પ્રોફેસરોના શિક્ષણો. હકીમોની હીકમત અને શુરવીરોની શુરવીરતા, સીપાઇના હથીયારો અને બાદશાહની સત્તા, મનની આશા અને ઉમંગો સઘળું સ્વકોમ અને સ્વદેશ માટે કુરબાન છે.

ઉરૂજ ઉન્કા જો તુમ અયાં દેખતે હો,
જહાંમેં ઇન્હીં કામરાં દેખતે હો,
મુતી ઉન્કા સારા જહાં દેખતે હો,
ઉન્હેં બરતર અઝ આસમાં દેખતે હો,
યેહ સમરે હેં ઉન્કી જવાં મર્દિયુંકે,
નતીજે હેં આપસકી હમદર્દીયું કે. ૧૭૭

સાર—તેમની ઉન્નતિને આજે તમો જે નીહાળી રહ્યા

છો, તેમની ફતેહમંદી જે જોઇ રહ્યા છો. સઘળી દુનિયાને તેમની તાબેદાર જુઓ છો અને તેમને આકાશ કરતાં પણ ઉંચા જુઓ છો તે સઘળો તેમની જવાંમર્દી તથા અરસપરસની હમદર્દીઓનો પ્રતાપ છે.

ગની હમમેં હેં જોકે અરબાબે હીમ્મત
મુસલ્લમ હે આલમમેં જીન્કી સખાવત,
અગર હે મશાયખસે ઉન્કો અકીદત,
તો હે પીરઝાદુંપે વકફ ઉન્કી દૌલત,
નીકમ્મે હેં દીન રાત વાં એશ કરતે,
પે નોકર હેં જીતને વોહ ભુકે હે મરતે. ૧૭૮

સાર—અમારામાં જે કોઇ તવંગર તથા ઉદાર છે અને જેમની ઉદારતા જગજાહેર છે તે ઉદારતા માત્ર પીરો તથા પીરજાદાઓપર દોલત કુર્બાન કરવામાં સમાએલી છે. તેવા પીર તથા પીરજાદાઓ નકામાં બેશી અમનચમન ઉડાવે છે અને તેમના નોકરો જેટલા છે તે ભુખે મરે છે.

અમલ વાએઝુંકે અગર કોલપર હે,
તો બક્ષીશકી ઉમ્મીદ બે સર્ફ ઝર હે,
નમાઝ ઓર રોઝાકી આદત અગર હે,
તો રોઝે હીસાબ ઉસ્કો ફીર કીસ્કા ડર હે,
અગર શેહરમેં કોઈ મસજીદ બનાદી,
તો ફીરદોસમેં નેવ અપની જમાદી. ૧૭૯

સાર—જો વાએઝ કરનારના ઉપદેશ પ્રમાણે ચાલવાનું હોય

તો વગર પૈસે બક્ષીશની ઉમેદ છે. જો તેમને નમાજ તથા રોજાની આદત હોય તો પછી કીયામતને દહાડે તેમને કોની બીક છે? જો તેમણે શહેરમાં કોઇ મસજીદ બંધાવી આપી તો જાણે ગોયા જન્નતમાં પોતાનો પાયો જમાવી દીધો.

ઇમારતકી બુનિયાદ એસી ઉઠાની,
ન નીકલે કહીં મુલ્કમેં જીસ્કા સાની,
તમાશુંમેં સરવત બડુંકી ઉડાની,
નુમાયશમેં દૌલત ખુદાકી લુટાની,
છટી બ્યાહમેં કરને લાખું કે સામાં,
યેહહેં ઉન્કે અરમાં.યેહ હેં ઉન્કી ખુશિયાં. ૧૮૦

સાર—તેઓ પોતાની ઇમારત એવી ઉપાડે છે કે જે ઇમારતની બરાબરી બીજી કોઇ ઇમારત હોય નહિ. બાપદાદાઓની દોલત અને ખુદાતાલાએ આપેલી લક્ષ્મી ખેલ તમાશા તથા ભપકો મારવામાં બરબાદ કરે છે, બચ્ચાંઓની છઠ્ઠી કે લગ્ન પ્રસંગે લાખોની દોલત ઉડાવે છે. તેમના મનના ઉમળકા અને ઉમેદો આવી હોય છે.

મગર દીન બરહકકા ઓસીદા અવાં,
તઝલ ઝલમેં મુદ્દતસે હેં જીસ્કે અરમાં,
ઝમાને મેં હે જો કોઇ દીનકા મેહમાં,
ન પાએંગે ઢુંડે જીસે ફીર મુસલમાં,
અઝીઝુંને ઉન્સે તવજ્જહ ઉઠાલી,
ઇમારતકા હે ઉસ્કી અલ્લાહ વાલી ૧૮૧

સાર—પણ દીન ઇસલામનો જે મહેલ જીર્ણ થઇ ગયો છે જેના સ્તંભો લાંબા વખતથી ડગમગી રહ્યા છે. દુનિયામાં માત્ર તે થોડી મુદતનો મેહમાન છે, પછીથી તો ઘણે શોધવા નીકળે પણ નહિ મળી શકે. ઇસલામીઓએ તે મહેલ તરફથી પોતાનું લક્ષ ફેરવી લીધું છે. હવે તે મેહલનો ખુદા સિવાય કોઇ વાલી નથી.

પડી હેં સબ ઉજડી હુઇ ખાનકાહેં,
વોહ દરવેશ સુલતાંકી ઉમ્મીદ ગાહેં,
ખુલી થીં જહાં ઇલ્મે બાતીનકી રાહેં,
ફરીશતુંકી પડતીથીં જીનપર નિગાહેં,
કહાં હે વોહ જુઝએ ઇલાહિકે ફંદે?
કહાં હેં વોહ અલ્લાહકે પાક બંદે? ૧૮૨

સાર—દરવેશ તથા સુલતાનોની ઉમેદોના સ્થાનકો સઘળાં ઉજડ પડયાં છે. જયાં અધ્યાત્મ જ્ઞાનના ભેદો ખુલી રહ્યા હતા અને જેમનાપર ફરીસ્તાઓની દ્રષ્ટીઓ પડતી હતી તે ઇલ્મે રૂહાનીના ફંદાઓ કયાં ગયાં? અને તે અલ્લાહના પાક બંદાઓનું શું થયું?

વોહ ઇલમે શરીયતકે માહેર કીધર હેં?
વોહ અખબારે દીંકે મુબસ્સીર કીધરહેં?
ઉસુલી કીધર હેં! મુનાઝર કીધર હેં?
મોહદ્દીસ કહાં હેં? મુફસ્સીર કીધર હેં?

વોહ મજલીસ જો કલ સરબસરથી ચરાગાં,
ચરાગ અબ કહીં ટમટમાતા નહિ વાં. ૧૮૩

**સાર**—તે ઇલ્મે શરીયતના પ્રોફેસરો કયાં છે? તે દીની કેળવણીના પરીક્ષકો કયાં છે? અસલ જ્ઞાનીઓ તથા વિવાદીઓ કયાં છે? ઇલ્મે હદીસના આલમો તથા ઇલ્મે તફસીરના ઉસ્તાદો કયાં છે? જે મજલીસ કાલે રોશનીથી જળહળી રહી હતી તે મજલીસમાં એક પણ દીવો ટમટમાતો જોવામાં આવતો નથી.

મદારસ વોહ તાલીમ દીંકે કહાં હેં?
મરાહલ વોહ ઇલ્મો યકીં કે કહાં હેં?
વોહ અરકાન શરએ મતીં કે કહાં હેં?
વોહ વારેસ રસુલે અમીં કે કહાં હેં?
રહા કોઇ ઉમ્મતકા મલજા ન માવા,
ન કાઝી ન મુફતી ન સુફી ન મુલ્લા. ૧૮૪

**સાર**—દીની તાલીમના તે મદ્રેસાઓ કયાં છે? વિદ્યા તથા નિર્ણયની તે પાયરીઓ કયાં છે? પાક શરીયતના તે માતબર સ્તંભો કયાં છે? તે હજરત રસુલે અરબી સ. ના વારસો કયાં છે? ઉમ્મતનો હવે કોઇ રખેવાળ રહ્યો નથી. ન કાજી છે. ન મુફતી છે, ન સુફી છે, ન મુલ્લાં છે.

કહાં હેં વોહ દીની કીતાબુંકે દફતર?
કહાં હેં વોહ ઇલ્મે ઇલાહિકે મંઝર?
ચલી ઐસી ઇસ બઝમમેં બાદે સરસર,
બુઝીં મશઅલેં નુર હકકી સરાસર,

રહા કોઇ સામાં ન મજલીસમેં બાકી,
સુરાહી ન તંબુર મતરબ ન સાકી. ૧૮૫

સાર—તે દીની કીતાબોના દફતરો ક્યાં છે? તે રૂહાની ઇલ્મના દેખાવો ક્યાં છે? આ મજલીસમાં એવી તોફાની હવા ચાલી કે હકના નુરની સઘળી મસાલો બુઝાઈ ગઇ. મજલીસની કોઇ પણ વસ્તુ બાકી રહેવા પામી; નહિ ન સાકી રહ્યો ન શિરોડી રહી, ન તંબુરો રહ્યો, ન ગાનાર રહ્યો.

બોહોત લોગ બનકર હવાખાહે ઉમ્મત,
સફીહુંસે મનવાકે અપની ફઝીલત,
સદા ગાઉં દરગાઉં નૌબત બનૌબત,
પડે ફીરતે હેં કરતે તેહસીલ દૌલત,
યેહ ઠેહરે હેં ઇસલામકે રાહનુમા અબ,
લકબ ઉન્કાહે વારીસે અંબીયા અબ. ૧૮૬

સાર—ઘણા લોકો ઉમ્મતના શુભેચ્છક કહેવડાવી અને હલકા લોકોમાં પોતાની વડાઇ મનાવી ગામેગામ જઇ દોલત લુટતા ફરે છે. આવા લોકો આજે ઇસલામના રાહનુમા બનેલા છે. તેઓજ આજે અંબીયાઓના વારસના લકબ ધારણ કરી બેઠા છે.

બોહોત લોગ પીરૂંકી ઓલાદ બનકર,
નહિ ઝાત વાલામે કુચ્છ જીન્કી જોહર,
બડા ફખ્ર હે જીન્કો લેદે કે ઇસપર,
કે થે ઉન્કે અસલાફ મકબુલે દાવર,

કરીશ્મેં હેં જાબજાકે ઝુટે દીખાતે,
મુરીદુંકો હેં લુટતે ઓર ખાતે. ૧૮૭

સાર—ઘણા લોકો પીર મુરશીદની ઓલાદ બની જાય છે. તેમની જાતમાં કાંઇ પણ ખુબી કે લાયકાત તો હોતી નથી. તેમને માત્ર લઇ દઇને એ વાતપર ફખ્ર છે કે અમારા વડીલો ખુદાતાલાના મકબુલ બંદાઓ હતા. તેઓ મુરીદોમાં જઇ જુદા જુદા ચમત્કારો દેખાડે છે અને ધુતી ધુતીને ખાય છે.

યેહ હેં જાદા પૈમાએ રાહે તરીકત,
મકામ ઉન્કાહે માવરાએ શરીયત,
ઉન્હીંપર હે ખતમ આજ કસ્ફો કરામત,
ઉન્હીં કે હેં કબઝેમેં બંદુંકી કીસમત,
યેહી હેં મુરાદ ઓર યેહી હેં મુરીદ અબ,
યેહી હેં જુનેદ ઓર યેહી બાયઝીદ અબ. ૧૮૮

સાર—આવાજ લોકો તરીકતના માર્ગના બોધકો છે. તેમનોજ દરજ્જો શરીયતી કરતાં આગળનો છે. તેમનાપરજ આજે કરામત અને ચમત્કાર સંપૂર્ણ મનાય છે. તેમનાજ કબજામાં ઇનસાનોના કીસમત છે. એજ પીર અને એજ મુરશીદ છે. એજ જુનૈદ અને એજ બાયઝીદ છે.

બહડે જીસ્સે નફરત વોહ તાહરીર કરની,
જીગર જીસ્સે શક હો વોહ તકરીર કરની,
ગુનેહગાર બંદુકી તાહકીર કરની,
મુસલમાન ભાઇકી તકફીર કરની,

યેહ હે આલીમુંકા હમારે તરીકા,
યેહ હે હાદીઉંકા હમારે સલીકા. ૧૮૯

સાર—તેઓ તિરસ્કાર ઉત્પન્ન થાય તેવાં તો લખાણો કરે છે. કલેજાં ફાટી જાય તેવી તો વાતો કરે છે. ગુનેહગારોના તેઓ અપમાન કરે છે અને મુસલમાનભાઇને કાફર જણાવે છે. આવો રંગઢંગ અમારા આલીમોનો છે. અમારા હાદીઓનો આવો તરીકો છે.

કોઇ મઅસલા પુછને ઉન્સે જાએ,
તો ગરદનપે બારે ગીરાં લે કે આએ,
અગર બદ નસીબીસે શક ઉન્મે લાએ,
તો કતઇ ખેતાબ એહલે દોઝખકા પાએ,
અગર એતરાઝ ઉસકી નીકલા ઝબાંસે,
તો આના સલામત હે દુશવાર વાં સે. ૧૯૦

સાર—જો કોઇ તેમની પાસે મસલો પુછવાને જાય તો ગરદનપર મોટો બોજ લઇને પાછો ફરે છે. જો બદનસીબીથી તેમાં જરાપણ શક લાવે તો તુરતજ દોજખીનો ખેતાબ મેળવે છે. જો તેની જીભથી કોઇ એતરાઝ નીકળી ગયો તો ત્યાંથી સાજો સારો આવવું મુશકેલ થઇ પડે છે.

કભી વોહ ગલેકી રગેં હેં ફુલાતે,
કભી ઝાકપર ઝાક હેં મુંપે લાતે,
કભી ખોક ઓર રાગ હેં ઉસકો બનાતે,
કભી મારનેકો અસા હેં ઉઠાતે,

સેતું:(ચશ્મે બદ દુર) હેં આપ દીંકે,
નમુના હેં ખુલ્કે રસુલે અમીંકે. ૧૯૧

સાર—કોઈ વખતે તે મસલો પુછનાર સામે ઉશ્કેરાઇ ગળાંની નસો ફુલાવે છે. કોઇ વખત મુખમાંથી ફીણપર ફીણ ઓકે છે. કદી પુછનારને કુતરો અને સુવ્વર બનાવે છે. કદી મારવા માટે લાકડી ઉગામે છે. ખુદા તેમનાથી પનાહમાં રાખે કે તેઓ દીનના સ્તંભો અને ખુલ્કે રસુલના નમુના બની બેઠા છે!

જો ચાહે કે ખુશ ઉન્સે મીલકર હો ઇન્સાં,
તો હે શર્ત વોહ કોમકા હો મુસલમાં,
નીશાં સીજદાકા હો જબીંપર નુમાયાં,
તશર્રો મેં ઉસ્કે ન હો કોઇ નુકસાં,
લબે બહડ રહી હોં ન દાહડી ચડી હો,
ઇઝાર અપની હદસે ન આગે બહડી હો. ૧૯૨

સાર—કોઇ માણુસ તેમની મુલાકાતથી ખુશી થાય એવું કોઇ ઇચ્છે તો તે મળનાર જાતે મુસલમાન હોવો જોઇએ. તેના કપાળમાં સીજદાનું નીશાન દેખાતું હોય, શરીયત મુજબના વર્તનમાં કોઇ તફાવત ન હોય, મુછોની લબો વધેલી ન હોય, દાહડી ખુબ વધેલી હોય અને ઇજારનો પાંયચો નીચે વધી ગએલો ન હોય.

અકાયદમેં હજરતકા હમ દાસ્તાં હો,
હરેક અસલમેં ફરામેં હમઝબાં હો,

હરીફુંસે ઉન્કે બોહોત બરગુમાં હો,
મુરીદુંકા ઉન્કે બડા મદહખાં હો,
ગર ઐસા નહિ હે તો મરદુદે દીં હે,
બુઝુર્ગુંસે મીલનેકે કાબીલ નહી હે. ૧૯૩

સાર—મજહબી માન્યતામાં તેમની હાએ હા કહેનારો હોય, દરેક મુળ તથા શાખામાં તેમના મતને મળતો હોય, તેમના હરીફોથી બહુજ નફરત રાખતો હોય, અને તેમના મુરીદોનાં બહુજ વખાણુ કરતો હોય. જો તે તેવો ન હોય તો તે બેઇમાન છે તેમજ તે બુઝુર્ગોની સોબતમાં જવાને લાયક નથી.

શરીયતકે એહકામ થે વોહ ગવારા,
કે શૈદા થે ઉનપર યહુદ ઓર નસારા,
ગવાહ ઉન્કી નરમીકા કુરઆં હે સારા,
ખુદ અદ્દીન યુસરૂન નબીને પુકારા,
મગર યાં કીયા ઐસા દુશવાર ઉન્કો,
કે મોમિન સમઝને લગે બાર ઉન્કો. ૧૯૪

સાર—શરીયતનાં તે ઉત્તમ ફરમાનો કે જેમનાપર યાહુદી તથા ખ્રીસ્તીઓ વટીક મોહિત હતા. કુરાને મજીદ તેમની નરમાશની ગવાહી આપી રહ્યું છે. ખુદ હદીસમાં "ઇસલામ સરળ" છે એમ સ્પષ્ટ જાહેર થએલું છે. પરંતુ આજે તો તેને એવો મુશકેલ બનાવી રાખ્યો છે કે, ખુદ મોમિન લોકો તેને બોજારૂપ સમજવા લાગ્યા.

નકી ઉન્કે અખલાકમેં રાહનુમાઇ,
ન બાતીનમેં કી ઉન્કે પૈદા સફાઇ,
પે આહકામ ઝાહીરકીં લેય યે બહડાઇ,
કે હોતી નહિ ઇન્સે દમભર રેહાઇ,
વોહ દીં જોકે ચશ્મા થા ખુલ્કે નીકોકા,
કીયા ઉસ્કો બાલુઆ ગુસ્લો વુઝુકા. ૧૯૫

**સાર**—તેમની નીતિરીતીમાં રાહનુમાઇ કીધી નહિ. તેમ તેમના અંતરની શુદ્ધતાઇ કીધી નહિ. માત્ર જાહેરના હુકમો પર એવો મોહ ચડાવ્યો કે તેનાથી ઘડીભર છુટકારો હંસલ થતો નથી. એ દીન કે જે નેકીઓનો ઝરો હતો તેને આજે વજુ તથા ગુસલનો નાનો સરખો હોજ બનાવી આપ્યો છે.

સદા એહલે તાહકીકસે દીલમેં બલ્લ હે,
હદીસુંપે ચલનેંમેં દીંકા ખલલ હે,
ફતાઉંપે બીલકુલ મદારે અમલ હે,
હરેક રાય કુરઆંકા નેમુલ બદલ હે,
કીતાબ ઓર સુન્નતકા હે નામ બાકી,
ખુદા ઓર નબીસે નહિ કામ બાકી. ૧૯૬

**સાર**—સત્ય શોધનારા પ્રત્યે હમેશાં દીલમાં કચવાટ છે. હદીસોપર ચાલવાથી દીનમાં ખલલ આવે છે. ઉલ્માઓના ફતવાઓપર માત્ર દીનનો દારોમદાર છે. તેમનો દરેક ફતવો કુરાનની આયત સમાન છે. કીતાબ અને સુન્નતનું તો માત્ર

નામજ બાકી છે. ખુદા તથા નબીથી જાણે કેમ કામજ બાકી ન રહ્યું હોય!

જહાં મુખ્તલીફ હેં રીવાયાત બાહમ,
કભી હેં ન સીધી રીવાયતસે ખુશ હમ,
જીસ્સે અકલ રખ્ખે ન હરગીઝ મુસલ્લમ,
ઉસે હર રીવાયતસે સમઝેં મુકદ્દમ,
સબ ઇસમેં ગીરફતાર છોટે બડે હેં,
સમઝપર હમારી યેહ પથ્થર પડે હેં, ૧૯૭

સાર—જ્યાં કોઇ વિષયની રીવાયતો એક બીજાથી ઉલટ સુલટ હોય ત્યાં અમો કોઇ સીધી રીવાયતથી ખુશ થતા નથી જે વાતને બુદ્ધિ કદી પણ કબુલ ન રાખે તેવી રીવાયતને અમો સઘળાથી શ્રેષ્ટ ગણીએ છીએ. સઘળા નાના મોટા આવી સ્થિતિમાં સપડાએલા છે અમારી સમજ શકિતપર પથરાઓ આવી પડ્યા છે.

કરે ગેર ગર બુતકી પુજા તો કાફીર,
જો ઠેહરાએ બેટા ખુદાકા તો કાફીર,
કહે આગકો કીબલા અપના તો કાફીર,
કવાકબમેં માને કરીશ્મા તો કાફીર,
મગર મોમિનુંપર કુશાદા હેં રાહેં,
પરસ્તીશ કરેં શોકસે જીસકી ચાહેં. ૧૯૮

સાર—બીજાઓ જો મુર્તિની પુજા કરે, જો ખુદાને દીકરો હોવાનું જણાવે, જો અગ્નિને ખુદા કહે અને ગૃહોમાં ચમ-

ત્કાર માને તો તેને કાફર કહેવામાં આવે, પરંતુ મોમીનોપર તો સઘળા માર્ગો ખુલ્લા પડયા છે. જેની મરજીમાં આવે તેની ખુશીથી જઈ પુજા કરે.

નબીકો જો ચાહેં ખુદા કર દીખાએં,
ઇમામુંકા રૂતબા નબીસે બહડાએ,
મઝારૂપે દીનરાત નઝરેં ચડાએં,
શહીદુંસે જાજાકે માંગેં દુઆએ,
ન તોહીદમેં કુચ્છ અલલ ઇસસે આયે,
ન ઇસલામ બીગડે ન ઇમાન જાયે. ૧૯૯

સાર—નબીને જો મરજીમાં આવે તો ખુદા કરી દેખાડે. ઇમામોનો દરજ્જો નબી કરતાં વધારી આપે, કબરોપર જઈ જઇ નજરો ચડાવે અને શહીદો પાસે જઇ દોઆઓ માગે, તેથી તોહીદમાં કોઈ જાતનો ખલલ આવતો નથી, ઇસલામ બગડતું નથી કે ઇમાન જતું નથી !

વોહ દીં જીસ્સે તોહીદ ફેલી જહાંમેં,
હુવા જલવાગર હક ઝમીનો ઝમાંમેં,
રહા શીર્ક બાકી ન વેહમો ગુમાં મેં,
વોહ બદલા ગયા આકે હીન્દુસતાં મેં,
હમેશાં સે ઇસલામ થા જીસપે નાઝાં,
વોહ દૌલતભી ખો બેઠે આખર મુસલમાં, ૨૦૦

સાર—એ દીન કે જેથી દુનિયામાં તોહીદ ફેલાઇ છે. પૃથ્વી તથા આકાશ પર હક જાહેર થયું. વહેમ તથા ગુમા-

નમાં પણ શીર્ક બાકી રહ્યું નહિ. તેવો ઇસલામ હીન્દુસ્તાનમાં આવી બદલાઇ ગયો છે. હમેશાંથી ઇસલામ જે વાત માટે ફખ્ર કરતો હતો તે દોલત પણ છેવટે મુસલ્લમાનો ખોઇ બેઠા.

તાઅસ્સુબ કે હે દુશમને નુએ ઇન્સાં,
ભરે ઘર કીયે સેંકડું જીસને વૈરાં,
હુઇ બઝમ નમરૂદ જીસ્સે પરેશાં,
કીયા જીસને ફીરઓનકો નઝરે તુફાં,
ગયા જોશમેં બુલહબ જીસકે ખોયા,
અબુ જેહલકા જીસને બેડા ડુબોયા. ૨૦૧

સાર—તાઅસ્સુબ યાને ધર્માંધિતા કે જે મનુષ્ય જાતનો કટ્ટો શત્રુ છે. તેણે સંખ્યાબંધ આબાદ ઘરોને ઉજડ કરી નાખ્યાં છે. નમરૂદના દરબારને તેણેજ છીન્ન ભિન્ન કરી નાખ્યો છે. ફીરઓનને નદીમાં તેણેજ ગરકાવ કીધો છે. અબુ લહબ તેનાજ પ્રતાપે બરબાદ થયો છે. અબુ જેહલની નાવ તેણેજ ડુબાવી દીધી છે.

વોહ યાં એક અજબ ભેસમેં જલવાગરહે
છુપા જીસકે પરદેમેં ઇસકા ઝરર હે,
ભરા ઝેહર જીસ જામમેં સરબસર હે,
વોહ આબે બકા હમકો આતા નઝર હે,
તાઅસ્સુબકો એક જુઝવે દીં સમઝે હેં હમ
જહન્નમકો ખુલ્દે બરીં સમઝે હેં હમ, ૨૦૨

સાર—આવો તાઅસ્સુબ મુસલમાનોમાં જુદા જુદા સ્વરૂપોમાં પ્રસરી રહ્યો છે. તેના પરદામાં નુકસાનો આવી છુપાયાં છે. તાઅસ્સુબના કારણે જે જામમાં ઝેર ભરેલું છે તે અમોને આબે હયાત નજરે પડે છે. તાઅસ્સુબને ઇમાનનો એક ભાગ અમો સમજી બેઠા છીએ, જહન્નમને જન્નત માની બેઠા છીએ.

હમેં વાએઝુંને યેહ તાલીમ દી હે,
કે જો કામ દીની હે યા દુનિયવી હે,
મુખાલીફકી રીસ ઉસમેં કરની બુરી હે,
નેશાં ગેરતે દીન હકકા યેહી હે,
ન ટીક ઇસકી હરગીઝ કોઇ બાત સમઝો
વોહ દીનકો કહે દીન તો તુમ રાત સમઝો. ૨૦૩

સાર—અમારા ઉપદેશકોએ અમોને એમ તાલીમ આપી છે કે, દીની તથા દુનિયવી દરેક કામમાં પારકાઓની પૈરવી કરવી તે બહુજ ખરાબ બાબત છે. દીનની લાગણીની તેજ ખરી નીશાની છે. શત્રુઓની કોઇ વાતને તમારે કદીપણ ખરી સમજવી નહી. જો તેઓ દીવસને દીવસ કહે તો તમારે તેને રાત્રી સમજવી.

કદમ ગર રહે રાસ્તપર ઉનકા પાઓ,
તો તુમ સીધે રસ્તેસે કતરાકે જાઓ,
પડેં ઉસમે જો દીકત્તેં વોહ ઉઠાઓ,
લગે જીસ કદર ઠોકરેં ઉસમેં ખાઓ,

જો નીકલે જહાઝ ઉસ્કા બચકર ભંવરસે,
તો તુમ ડાલદો નાવ અંદર ભંવરકે, ૨૦૪

**સાર**—જો તમારા વિરોધીઓનો પગ સીધા માર્ગપર પડેલો જુઓ તો તમો તે માર્ગ છોડીને અવળે રસ્તેથી પસાર થઇ જાઓ. તેમ કરતાં જે જે દુઃખો પડે તે સહન કરો. જેટલી ઠોકરો લાગે તેટલી ઝીલતા જાઓ. જો તેમનું વહાણુ ભંવરમાંથી બચીને બહાર નીકળે તો તમો ધક્કો મારીને વહાણુને ભંવરમાં નાખી આપો.

અગર મસ્ખ હો જાએ સુરત તુમ્હારી,
બહાયમમેં મીલજાએ સીરત તુમ્હારી,
બદલ જાએ બીલકુલ તબીયત તુમ્હારી,
સરાસર બીગડ જાએ હાલત તુમ્હારી,
ન સમઝો કે હે હકકી એક શાન યેહભી,
હે એક જલવએ નુર ઇમાન યેહ ભી. ૨૦૫

**સાર**—તેમ કરતાં જો તમારો રંગઢંગ ખરાબ થઇ જાય, જો તમારી રીતભાત પશુઓ સરખી બની જાય અને તમારી નીતિરીતી બીલકુલ ખરાબ થઈ જાય અને તમારી સ્થિતિ તદ્દન બરબાદ થઇ જાય તો તેવી સ્થિતિને પણ ખુદાતાલાની એક શાન સમજો. અને તેમાં ખુદાના નૂરનો પ્રકાશ છે એમ માનો.

ન ઓઝાઅમેં તુમસે નીસબત કીસીકી,
ન અખલાકમેં તુમપે સબકત કીસીકી,

ન હાસીલ યેહ ખાનુંમેં લીઝત કીસીકો
ન પૈદા યેહ પોશીશ યેહ ઝીનત કીસીકો,
તુમ્હેં ફઝલ હર ઇલમમેં બરમલા હે,
તુમ્હારી જહાલતમેં ભી એક અદા હે, ૨૦૬

સાર—તમારા કરતાં કોઇનો સુંદર દેખાવ છેજ નહી. નીતિરીતીમાં પણ બીજાઓ તમારાથી ચડીયાતા નથીજ. તમારા ભોજનો જેવી લીજ્જત બીજા કોઇના ભોજનોમાં નથી. તમારા જેવો પોશાક અને શૃંગાર બીજાઓમાં નથીજ. દરેક વિધા કળામાં તમારી સરસાઇ છે એમ સમજજો. તમારી અજ્ઞાનતામાં પણ એક ખુબી સમાએલી છે.

કોઇ ચીજ સમઝો ન અપની બુરી તુમ,
રહો બાતકો અપની કરતે બડી તુમ,
હીમાયતમેં હો જબકે ઈસલામકી તુમ,
તો હો હર બદી ઓર ગુનાહસે બરી તુમ,
બદીસે નહિ મોમેનુંકો મુઝર્રત,
તુમ્હારે ગુનાહ ઓર ન ઓરૂંકી તાઅત ૨૦૭

સાર—પોતાની કોઇ ચીજને પણ તમો ખરાબ સમજજો નહિ. પોતાની દરેક વાતને ઉત્તમજ જણાવતા રહેજો. જ્યારે તમો દીન ઇસલામના હિમાયતી છો તો પછી તમો દરેક ગુનાહ તથા બદીથી મુકત છો. ખરાબીથી મોમિનોને કાંઈ પણ નુકશાની નથી. તમારા ગુનાહ અને બીજાઓની તાબેદારી એક સરખી માની લેજો.

મુખાલેફકા અપને અગર નામ લીજે,
તો ઝીક્ર ઉસકા ઝીલ્લતસે ખ્વારીસે કીજે
કભી ભુલકર તરહા ઇસમેં ન દીજે,
કીયામતકો દેખોગે ઇસકે નતીજે,
ગુનાહુસે હોતે હો ગોયા મુબર્રા,
મુખાલેફ પે કરતે હો જબ તુમ તબર્રા ૨૦૮

સાર—જો કોઇ વખતે દુશમનનું નામ મુખપર લેજો તો બહુજ અપમાન તથા તિરસ્કારથી લેજો. કદી ભુલેચુકે પણ તેમના વખાણ કરશો નહી. જો તેમ વર્તશો તો તેનો બદલો કીયામતને દહાડે જોઇ લેશો. જ્યારે વિરોધીઓને તમો ખરાબ કહો છો ત્યારે તમો ગુનાહથી તદ્દન પાક થઇ જાઓછો.

ન સુન્નીમેં ઓર જાફરીમેં હો ઉલફત,
ન નેમાની વ શાફઇમેં હો મીલ્લત,
વહાબીસે સુફીકી કમ હો ન નફરત,
મુકલ્લીદ કરે ના મુકલ્લીદ પે લાઅનત,
રહે એહલે કીબ્લામેં જંગ ઐસીબાહમ
કે દીને ખુદાપર હંસે સારા આલમ. ૨૦૯

સાર—સુન્ની તથા શીઆમાં જરાપણ મોહબ્બત ન હોવી જોઇએ. હનફી તથા શાફઇ વચ્ચે પણ સારો સબંધ ન જોઇએ. સુફીઓની નફરત વહાબીઓ પ્રત્યે ઓછી ન જોઇએ. મુકલ્લીદે ગેર મુકલ્લીદપર લાયનત કરવી જોઇએ. મુસલમાનોમાં હમેશાં આવીજ લડાઇ ચાલુ રહે કે જેથી ખુદાના દીન માટે આખી આલમ હંસ્યા કરે.

કરે કોઇ અસલાહકા ગર ઇરાદા,
તો શૈતાનસે ઉસકો સમઝો ન ઝયાદા.
જીસ ઐસે મુફસીદસે હે ઇસ્તેફાદા,
રહે હકસે હે બરતરફ ઉંસકા જાદા,
શરીયતકો બરબાદ કરતેં હે દોનું,
હેં મરદુદ શાગીર્દ ઉસ્તાદ દોનું. ૨૧૦

સાર—જો કોઇ માણુસ તેમાં સુધારો કરવા ઇરાદો કરે તો તેને શેતાન કરતાં પણ ખરાબ સમજો. જે માણુસ એવા ફસાદીઓથી લાભ મેળવે તે દીન ઇસલામથી બીલકુલ ગુમરાહ છે એમ સમજો. તે બંન્ને શરીયતને બરબાદ કરે છે. તે ગુરૂ તથા શીષ્ય બંન્ને મરદુદ છે.

વોહ દીં જીસ્ને ઉલફતકી બુનિયાદ ડાલી.
કીયા તબ્બે દોગંકો નફરતસે ખાલી,
બનાયા અજાનીબકો જીસ્ને મવાલી,
હરેક કોમકે દીલસે વેહશત નીકાલી,
અરબ ઓર હબશ તુર્કો તાજીકો દેલમ,
હુએ સારે શીરો શકર મીલકે બાહમ. ૨૧૧

સાર—એ દીન કે જેણે ભાતૃભાવનો પાયો નાંખ્યો, દુનિયાને નફરત તથા તિરસ્કારથી ખાલી કીધી, જે પારકા હતા તેને પોતાના બનાવ્યા. દરેક કોમના અંતઃકરણથી તેણે ધાસ્તીને દુર કરી આપી. તેનાજ પ્રતાપે અરબ, હબશી, તુર્ક, તાતાર, તાજીક અને દેલમી સઘળાઓ દુધ સાકરની જેમ મળી ગયા.

તાઅસ્સુબને ઉસ સાફ ચશ્મેકો આકર,
કીયા બુગઝકે ખારો ખસસે મુકદ્દર,
બને ખસ્મ જો થે અઝીઝ ઓબીરાદર.
નીફાક એહલે કીબલામેં ફેલા સરાસર,
નહિ દસ્તેયાબ ઐસે અબ દો મુસલમાં,
કે હો એકકો દેખકર એક શાદાં, ૨૧૨

સાર—આવા દીનના પવિત્ર ઝરાને તાઅસ્સુબે આવી કચરા પટીથી ભરી આપ્યો. જે ભાઇ તથા મીત્રો હતા તે હવે શત્રુ થઇ ગયા. મુસલમાનોમાં ઠામ ઠામ કુસંપ આવી ફેલાયો. આજે તો એવા બે મુસલમાનો શોધવા જતાં પણ મળી શકતા નથી કે જે એક મેકને જોઇ ખુશી થાય.

હમારા યેહ હક થા કે સબ યાર હોતે,
મુસીબતમેં યારૂંકે ગમખાર હોતે,
સબ એક એકકે બાહમ મદદગાર હોતે,
ગમે કોમમેં સીના અફગાર હોતે,
જબ ઉલફતમેં યું હોતે સાબીત કદમ હમ,
તો કેહ સકતે અપનેકો ખેરૂલ ઉમમહમ. ૨૧૩

સાર—અમોને તો એજ સજાવાર હતું કે સઘળાઓ મિત્ર થઈ રહેતે, સંકટમાં બીરાદરોની ગમખારી કરતે, અન્યો અન્ય એક બીજાના સહાયક થતે અને કોમના ગમમાં અમારાં કલેજાં ફાટી જતે. જ્યારે મહોબતમાં અમો આવા સાબીત કદમ બનતે ત્યારેજ અમો પોતાને ઉત્તમ ઉમ્મત કહી શકતે.

અગર ભુલતે હમ ન કૌલે પયમ્બર,
કે હેં સબ મુસલમાન બાહમ બેરાદર,
બેરાદર હે જબતક બેરાદરકા યાવર,
મોઇન ઉસ્કા હે ખુદ ખુદાવંદે દાવર,
તો આતી ન બેડેપે અપને તબાહી;
ફકીરીમેં ભી કરતે હમ બાદશાહી. ૨૧૪

સાર—સઘળા મુસલમાનો એક બીજાના ભાઇ છે અને ભાઇ જ્યાં સુધી ભાઇનો મદદગાર છે ત્યાં સુધી ખુદ ખુદાતાલા તેનો મદદગાર છે એવું જે મહાન પૈગંબરનું ફરમાન છે તેને જો અમો ભુલી ન ગયા હતે તો અમારા વહાણપર આવી તબાહી આવતે નહી. ફકીરીમાં પણ અમો બાદશાહી મોજ માણતે.

વોહ ઘર જીસમેં હોં દીલ મીલે સબકે બાહમ,
ખુશી નાખુશીમેં હો સબ યાર હમદમ
અગર એક ખુશદીલ તો ઘર સારા ખુર્રમ
અગર એક ગમગીં તો દીલ સબકે પુરગમ
મુબારક હે ઉસ કસ્ત્રે શહનશાહી સે,
જહાં એક દીલહો મુકદર કીસીસે. ૨૧૫

સાર—એ ઘર કે જેમાં સઘળાઓનાં દીલ એક બીજાથી મળેલાં હોય, સુખ દુઃખમાં એક બીજાના સહાયક હોય. જો એક ખુશી તો આખું ઘર ખુશી અને એક દીલગીર તો આખું ઘર દીલગીર. આવું ઘર તે બાદશાહી મહેલ કરતાં મુબારક છે,

અગર હો મદાર ઉસપે તેહકીક દીંકા,
કે હે દીનવાલુંકા બરતાવ કૈસા,
હે બાઝાર ઉન્કા ખરા યા કે ખોટા,
હે કોલો કરાર ઉન્કા ઝુટા કે સચ્ચા,
તો ઐસે નમુને બોહોત શાઝ હેં યાં.
કે ઇસ્લામપર જીન્સે કાયમ હો બુરહાં, ૨૧૬

સાર—દીનદારોનું વર્તન કહેવું છે, તેમનો બજાર ખરો કે ખોટો છે. તેમના બોલો અને કાર્યો સત્યછે કે અસત્ય છે તે ઉપર જો દીન ઇસલામ પારખવાનો આધાર હોય તો આજે ઇસલામીઓમાં તેવા નમુનાઓ ભાગ્યેજ નીકળી શકશે, કે જેમનાથી ઇસલામ હક હોવાની દલીલ સિદ્ધ થઇ શકે.

મજાલીસમેં ગીબતકા ઝોર ઇસકદર હે,
કે આલુદા ઇસ ખુનમેં હર બશર હે,
ન ભાઇકો ભાઇસે યાં દરગુઝર હે,
ન મુલ્લાં ન સુફીકો ઇસસે હઝર હે,
અગર નશ્શએ મય હો ગીબનમે પીન્હાં
તો હુશીયાર પાયે ન કોઇ મુસલમાં, ૨૧૭

સાર—તેમના મંડળોમાં નીંદાનું એટલું બધું જોર છે કે, દરેક માણુસ તેવા લોહિથી ખરડાએલો છે. ભાઇ પણ ભાઇની નીંદાથી બચી શકતો નથી. મુલ્લાં કે સુફી તેનાથી બાકાત નથી. જો નીંદામાં શરાબનો કેફ છુપાએલો હોય તો આજે કોઇપણ મુસલમાન સાવધ મળી શકશે નહિં.

જીન્હેં ચાર પૈસેકા મકદુર હે યાં,
સમઝતે નહિ હેં વોહ ઇન્સાંકો ઇન્સાં,
મુવાફીક નહિ જીન્સે અય્યામે દૌરાં,
નહિ દેખ સકતે કીસીકો વોહ શાદાં,
નશેમેં તકબ્બુરકે હે ચુર કોઇ,
હસદકે મરઝમેં હે રંજુર કોઇ. ૨૧૮

સાર—જેમની ગાંઠમાં આજે ચાર પઇસાની મુડી છે તે તો ઇનસાનને ઇનસાન પણ સમજતા નથી. જેમની સ્થિતી ખરાબ છે તે તો કોઇને ખુશાલીમાં જોઇ શકતાજ નથી. કોઇ તો મગરૂરીના કેફમાં મસ્ત છે અને કોઇ અદેખાઇની બીમારીમાં બળી રહયો છે.

અગર મરજએ ખલ્ક હે એક ભાઇ,
નહિ ઝાહેરા જીસ્મેં કોઇ બુરાઈ,
ભલા જીસ્કો કેહતી હે સારી ખુદાઇ,
હરેક દીલમેં અઝમત હે જીસ્કી સમાઇ
તો પડતી હેં ઉસપર નીગાહેં ગઝબકી,
ખટકતા હે કાંટાસા આંખુમેં સબકી. ૨૧૯

સાર—જો એક ભાઇ દુનિયામા માનવંત થવા પામ્યો હોય, જાહેરમાં તેમાં કોઇ ખરાબી ન હોય, સઘળા લોકો તેને ભલો કહેતા હોય અને દરેકના અંતઃકરણમાં તેની વડાઇ સમાએલી હોય તો તેવાઓપર અમારી ગજબની દ્રષ્ટિ જઇ પડે છે. અને સૌની આંખોમાં કણા સમાન ખટકે છે.

બીગડતા હે જબ કોમમેં કોઇ બનકર,
અભી બખ્તો ઇકબાલથે જીસકે યાવર,
અભી ગરદને ઝુકતીંથી જીસકે દરપર,
મગર કરદીયા અબ ઝમાનેને બે પર,
તો ઝાહેરમેં કુડતે હેં પર ખુશહેં જીમે,
કે હમદર્દ હાથ આયા એક મુફલસીમેં. ૨૨૦

સાર—જો કોઇ સારી સ્થિતીમાંથી ખરાબ સ્થિતિમાં આવી પડે છે. હજી નજીકમાંજ તેની સારી સ્થિતિ હતી. નજીકમાંજ સઘળાઓ તેને નમન કરતા હતા પરંતુ આજે જમાનાના ચક્રરે તેને નીરાધાર કરી આપેલ છે. તેવાપર જાહેરમાં દીલસોજી બતાવે છે, પરંતુ અંતરમાં ખુશી થાય છે, તેઓ માને છે કે, તે પણ: ઠીક આપણા જેવોજ થઇ ગયો.

અગર એક જવાંમર્દ હમદર્દ ઇન્સાં,
કરે કોમપર દીલસે જાં અપની કુરબાં,
તો ખુદ કોમ ઉસપર લગાએ યેહ બોહતાં,
કે હે ઉસકી કોઇ ગરઝ ઇસમેં પીન્હાં,
વ ગરના પડી કીયા કીસીકો કીસીકી,
યેહ ચાલેં સરાસર હેં ખુદ મતલબીકી. ૨૨૧

સાર—જો એક યુવાન અને હમદર્દ માણસ કોમની સ્થિતિ સુધારવા કોમપર કુરબાન થઇ રહ્યો હોય તો ખુદ કોમ તેનાપર અગણિત તોહમતો મૂકે છે. કહે છે કે તે પોતાના જાતિ સ્વાર્થ માટે તે સઘળું કરે છે, જો તેમ ન હોય તો

આજે પારકાની પીડા કોને પડી છે, કે આમ હેરાન થાય. તેનું સઘળું વર્તન સ્વાર્થથી ભરેલું જણાવે છે.

નીકાલે ગર ઉન્કી ભલાઇકી સુરત,
તો ડાલે જહાંતક બને ઉસ્મેં ખલ્લ,
સુને કામયાબી મેં જબ ઉસકી શોહરત,
તો દીલસેં તરાશેં કોઇ તાઝા તોહમત,
મું અપના હો ગો દીનો દુનિયામેં કાલા,
નહો એક ભાઇકા પર બોલ બાલા. ૨૨૨

સાર—જો કોઇ હમદર્દ માણસ તેમની બહેતરીનો માર્ગ શોધી બતાવે તો તેમાં બને ત્યાં સુધી પથરા નાંખે છે. તેવા માણસની ફતેહમંદી માટેની જો ખ્યાતિ સાંભળે તો જુઠા જુઠા અનેક આરોપો યોજી કાઢે છે. પોતાનું મુખ દીન તથા દુનિયામાં ભલે કાળું થાય પરંતુ તેમનો બોલ બાલા થવો જોઇએ.

અગર પાતે હેં દો દીલુંમેં સફાઇ,
તો હેં ડાલતે ઉન્મેં તરહે જુદાઇ,
ઠની દો ગીરોહુંમેં જીસદમ લડાઇ,
તો ગોયા તમન્ના હમારી બર આઇ,
બસ ઇસસે નહિ મશગલા ખુબ કોઇ,
તમાશા નહિ એસા મરગુબ કોઇ. ૨૨૩

સાર—જો બે માણસો વચ્ચે અંતઃકરણમાં મીત્રાચારી જુએ છે તો તેમાં જુદાઇ નંખાવે છે. જ્યારે તે બંને પક્ષો વચ્ચે

લડાઇ જાગી ઉઠે છે ત્યારે તેમના મનની મુરાદ પુરી થાયછે. આ કરતાં બીજું કોઇપણ કામ તેમની દ્રષ્ટિમાં સારૂં નથી આવો તમાશો તેમને બહુજ દીલપસંદ છે.

તગલ્લુમમેં બદ નીય્યતીમેં દગામેં,
નમુદ ઓર બનાવટ ફરેબ ઓર રીયામેં,
શીઆયતમેં બોહતાનમેં ઇફતરામેં,
કીસી બઝમ બેગાનઓ આશનામેં,
ન પાઓગે રૂસ્વા વ બદનામ હમસે.
બહડે શીર ન કીયું શાન ઇસલામ હમસે ૨૨૪

સાર—ઉચાપતમાં, બ્યદદાનતમાં, દગલબાજીમાં, ચુગલીમાં, જુઠા દંભમાં, બનાવટમાં, ઠાઠમાઠમાં, છળકપટમાં અને તોહમતો મુકવામાં અમારા કરતાં બદનામ બીજા કોઇને નહિ જુઓ. આવી સ્થિતિ છે તોપછી અમારાથી ઇસલામની શાન કેમ ન વધે !

ખુશામદમેં હમકો વોહ કુદરત હે હાસીલ,
કે ઇન્સાંકો હર તરહા કરતે હેં માઇલ,
કહીં એહમકુંકો બનાતે હેં આકીલ,
કહીં હોશીયારૂંકો કરતે હેં ગાફીલ,
કીસીકો ઉતારા કીસીકો ચહડાયા,
યુંહીં સેંકડુંકો અસામી બનાયા. ૨૨૫

સાર—ખુશામદ કરવાના કામમાં અમો એવા કુશળજ છીએ કે કોઇપણ માણસને જલદીથી પોતા તરફ ખેંચી લઇયે

છીએ. બેવકુફોને અકલમંદ અને ચાલાકોને ગાફીલ બનાવી બેસાડીએ છીએ. કોઇને ચડાવીયે છીએ તો કોઇને ઉતારીએ છીએ. એમજ સેંકડોને મોટા ભાઇ (!) બનાવી આપ્યા છે.

રીવાયત પર હાશીયા એક ચહડાના,
કસમ ઝુટે વાદુંપેં સૌબાર ખાના,
અગર મદહા કરના તો હદસે બહડાના,
મઝમ્મતપે આના તો તુફાં ઉઠાના
યેહ હે રોઝ મર્રાકા યાં ઉન્કે ઉનવાં,
ફસાહતમેં બેમિસ્લ હેં જો મુસલમાં. ૨૨૬

**સાર**—દરેક વાતમાં ઘરવણાઉ ઉમેરો જરૂર કરવાનો, જુઠા વાયદાપર સો વખત સોગંદ ખાવા, વખાણ કરવાં તો છાપરે ચડાવી દેવા: અને નીંદા કરવી તો તોફાન મચાવી આપવું, જે મુસલમાનો મોટા વાચાળ છે તેમના દરરોજના આ કામો છે.

ઉસે જાનતે હેં બડા અપના દુશમન,
હમારે કરે એબ જો હમપે રોશન,
નસીહતસે નફરત હે નાસેહસે અનબન,
સમઝતે હેં હમ રાહનુમાંઉકો રાહઝન,
યેહી એબ હે સબકો ખોયા હે જીસને,
હમે નાવ ભરકર ડુબોયા હે જીસને. ૨૨૭

**સાર**—જે માણસ અમારા એબ અમારાપર જાહેર કરે તેને અમો પોતાનો દુશમન જાણીએ છીએ. સારી શીખામણ

પ્રત્યે અભાવ અને શીખામણ આપનાર પ્રત્યે અણુબનાવ. અમો રાહનુમાઓને લુટારા સમજીએ છીએ. આ એબ છે કે જેણે અમોને ખોઇ નાખ્યા છે. અમારી ભરેલી નાવને જેણે ડુબાવી આપી છે.

વોહ ઓહદે હુમાયુ જો ખેરૂલ કોરૂં થા,
ખીલાફતકા જબતક કે કાયમ સેતું થા
નબુવતકા સાયા અભી રાહનોમું થા,
સમા ખેરો બરકતકા હરદમ ફુઝું થા,
અદાલતકે ઝેવરસે થે સબ મુઝયયન,
ફલા ઓર ફૂલા થા એહમદકા ગુલશન ૨૨૮

સાર—ખીલાફતનો સ્તંભ જ્યાં સુધી કાયમ હતો ત્યાં સુધીનો સમય ઘણો મુબારક હતો, નબુવ્વતનો છાયડો પણ હજુ માર્ગદર્શક હતો. ખેર તથા બરકતની સ્થિતિ દરેક પળે વધવામાં હતી, ન્યાયના ઘરેણાથી સૌ શણુગારાએલા હતા. બાગે ઇસલ્લામ ફલ ફુલથી ઝુમી રહ્યો હતો.

સઆદત બડી ઉસ ઝમાનેકી યેહ થી,
કે ઝુકતીથી ગરદન નસીહતપે સબકી,
ન કરતેથે ખુદ કૌલે હકસે ખમોશી,
ન લગતી થી હકકી ઉન્હે બાત કડવી,
ગુલામુંસે હો જાતે થે બંદ આકા,
ખલીફાસે લડતીથી એક એક બુહડીયા. ૨૨૯

સાર—તે સમયની મોટી ખુબી એ હતી કે શીખામણ

તરફ સઘળાઓની ગરદન ઝુકી જતી હતી. સત્ય કહેવાના પ્રસંગે તેઓ ચુપકીદી ધારણ કરતા ન હતા. સત્ય વાત તેમને જરા પણ કડવી લાગતી ન હતી. ગુલામોની સત્ય વાત પણ માલીકો ગ્રાહ્ય રાખતા હતા. હક વાત માટે ઘરડી ડોસીઓ પણ ખલીફાને ઠપકો આપતી હતી.

નબીને કહાથા જીન્હેં ફખ્રે ઉમ્મત,
જીન્હે ખુલ્દકી મીલ ચુકીથી બશારત,
મુસલ્લમથી આલમમેં જીન્કી અદાલત,
રહા મુફતખર જીન્સે તખ્તે ખીલાફત,
વોહ ફીરતેથે રાતુંકો છુપ છુપકે દર દર,
કે શરમાએં અપના કહીં એબ સુનકર ૨૩૦

સાર—નબીએ જેમને ઉત્તમ ઉમ્મતનો ખેતાબ આપ્યો હતો. જેમને સ્વર્ગની બશારત મળી ચુકી હતી. જેમનો ન્યાય દુનિયામાં સિદ્ધ થઇ ચુકયો હતો જેમને લીધે તખ્ત તથા ખીલાફત મજબુત થવા પામી હતી તેઓ રાત્રે છુપી રીતે ઘર ઘર ફરતા હતા કે પોતાના એબો સાંભળીને મનમાં શરમાય.

મગર હમકે હેં દામો દો હમસે બેહતર,
ન ઝાહેર કહીં હમમેં ખુબી ન મુઝમર
ન અકરાનો અમસાલમેં હમ મોઅકર,
ન અજદાદો અસલાફકે હમમેં જોહર,

નસીહતકો ઐસા બુરા માનતે હેં,
કે ગોયા હમ અપને કો પહેચાનતે હે. ૨૩૧

**સાર**—પરંતુ આજે પશુઓ કરતાં અમારી સ્થિતિ સારી નથી. જાહેરમાં પણ કોઇ જાતની ખુબી અમારામાં નથી. પાડોસી કે લાગતા વળગતાઓમાં અમો તોકીર ધરાવતા નથી તેમજ બાપદાદાઓની ખુબીઓ પણ અમારામાં નથી, શીખામણની વાતને અમો એવી ખરાબ માનીએ છીએ કે જાણે અમો સઘળું સમજી બેઠા છીએ.

નબુવ્વત ન ગર ખત્મ હોતી અરબપર
કોઇ હમપે મબઉસ હોતા પયગ્મ્બર,
તો હે જૈસે મઝકુર કુરઆંકે અંદર,
ઝલાલત યહુદ ઓર નસારાકી અકસર,
યુંહી જો કીતાબ ઉસ પયમબરપે આતી
વોહ ગુમરાહીયાં સબ હમારી જતાતી, ૨૩૨

**સાર**—નબુવ્વતનો સીલસીલો જો હજરત રીસાલત મઆબપર ખતમ ન થઈ ગયો હતે, અને કોઇ પેગંબર અમારાપર જાહેર થતે તો કુરાનમાં જેવી યાહુદીઓ તથા ખ્રીસ્તીઓની ગુમરાહીઓ બયાન થઇ છે તેવીજ ગુમરાહીઓ અમારીપર તે પેગંબરપર જે કીતાબ નાઝીલ થતે તેમાં વર્ણન થતે.

હુનર હમમેં જો હેં વોહ મઅલુમહેં સબ
ઉલુમ ઓર કમાલાત માઅદુમ હેં સબ

ચલન ઓર અતવાર મઝલુમ હેં સબ
ફરાગતસે દોલતસે માહરૂમ હેં સબ,
જહાલત નહિ છોડતી સાથ દમભર,
તાઅસ્સુબ નહિ બહડને દેતા કદમ ભર. ૨૩૩

સાર—અમારામાં જે હુનર છે તેની તો સઘળાને ખબર છે. વિદ્યા તથા કુશળતા તો સઘળી નાબુદ થઇ ગઇ છે. રીતભાત અને લક્ષણો સઘળા એબથી ભરેલાં છે. શાન્તી તથા દોલતથી સઘળા વિમુખ છીએ. અજ્ઞાનતા અમારો સાથ એક દમ પણ છોડતી નથી. તાઅસ્સુબ એક ડગલું પણ અમોને આગળ વધવા દેતો નથી.

વોહ શેઅર ઓર કસાયદકા નાપાક દફતર,
અફુનતમેં સંડાસસે જો હે બદતર,
ઝમીં જીસ્સે હે ઝલઝલેમેં બરાબર,
મલક જીસ્સે શરમાતે હેં આસમાં પર,
હુવા ઇલ્મો દીં જીસ્સે તારાજ સારા,
વોહ ઇલ્મુંમેં ઇલ્મે અદબ હે હમારા. ૨૩૪

સાર—કાવ્યના અમારા ગ્રંથો કે જે સંડાસ કરતાં પણ વિશેષ બદબોદાર છે, જમીન જેનાથી થરથરી રહી છે, અને આકાશપર ફીરસ્તાઓ જેનાથી શરમાઇ રહ્યા છે. દીન તથા ઇલમ જેના કારણે બરબાદ થયો છે તે શાસ્ત્ર આજે અમારૂં સાહિત્ય બની બેઠું છે.

બુરા શએર કેહનેકી ગર કુચ્છ સઝા હે
અબસ ઝુટ બકના અગર નારવા હે,

તો વોહ મેહકમા જીસકા કાઝી ખુદા હે,
મુકર્રર જહાં નેકો બદકી જઝા હે,
ગુનેહગાર વાં છુટ જાએંગે સારે,
જહેન્નમકો ભર દેંગે સાએર હમારે. ૨૩૫

સાર—ખરાબ કાવ્ય કહેવાની જો કાંઇ સજા હોય, નાહક અસત્યનું વદવું નારવા હોય, તો ખુદાતાઆલાની કોર્ટમાં કે જ્યાં ભલા બુરાની સજા છે ત્યાં સઘળા ગુનેહગારો છુટી જશે અને અમારા કવીઓ પોતે પોતા થકીજ દોજખને ભરી આપશે.

સુખનજુ હે યાં આજ હીસ્સા હમારા,
નહિ કોમકો ઝાહેરા જીસ્સે ચારા,
હરેક કઝબો બોહતાં હે જીસમે ગવારા,
મુજસ્સીમ હો ઉસ્કા અગર ઝુઠ સારા,
બને હીન્દમેં ઉસ્સે ઓર એક હીમાલા,
હીમાલાસે હો જીસ્કી ચોટી દુબાલા, ૨૩૬

સાર—અઘટીત વાણી વદવી તે આજે અમારો હીસ્સો થઇ પડી છે. જાહેરમાં કોમને કોઇ રીતે તેનાથી છુટકારો નથી. હરેક જુઠાણું તથા તોહમત તેમાં વ્યાજબી મનાય છે. જો પુરેપુરી વાત અસત્ય હોય તેની પણ કાંઇ હરકત નથી. આવી અઘટીત વાણીનો એવો અંબાર થઇ પડયો છે કે એક બીજો હિમાલય પર્વત થઇ જવા પામ્યો છે. હીમાલય કરતાં તેનું શીખર ડબલ ઉંચું થઇ ગયું છે.

ઝમાનેમેં જીતને કુલી ઓર નકર હેં,
કમાઇસે અપની વોહ સબ બાહરાવરહેં
ગવૈયે અમીરૂંકે નુરે નઝર હેં,
ડફાલી ભી લે આતે કુચ્છ માંગ કર હેં,
મગર ઇસ તપેદીકમેં જો મુબ્તેલા હેં,
ખુદા જાને વોહ કીસ મરઝકી દવા હેં. ૨૩૭

**સાર**—દુનિયામાં આજે જેટલા મજુરો અને ચાકરો છે. તે પોતાની જાત મહેનતથી પોતાનું ગુજરાન ચલાવે છે. ગવૈયાઓ અમીરોના માનવંતા છે, ઢેલ વગાડનારાઓ પણ કાંઇ માગીને લઇ આવે છે, પરંતુ આ ક્ષયનાં રોગમાં જે સપડાએલા છે તે ખુદા જાણે કયા દરદની દવા છે.

જો સકકે નહોં જી સે જાએ ગુઝરસબ,
હો મૈલા જહાં ગુમ હોં ધોબી અગરસબ,
બને દમપેઃગર શેહર છોડે નફર સબ,
જો ડેર જાએ મેહતર તો ગંદે હોં ઘર સબ
ગે કર જાએં હીજરત જો શાએર હમારે
કહેં મીલકે ખસ કમ જહાં પાક સારે. ૨૩૮

**સાર**—જો ભીસ્તીઓ ન હોય તો સઘળાઓનો પ્રાણ નીકળી જાય, જો ધોબીઓ ગુમ થઈ જાય તો સઘળી દુનિયા ગંદી થઇ જાય જો મજુરો શહેરને છોડી આપે તો શહેરપર એક આફત આવી જાય અને જો ભંગીઓ હડતાળ પાડે

તો સઘળાં ઘરો ગંદા થઇ જાય, પરંતુ જો અમારા કવીઓ હીજરત કરી જાય તો સઘળાઓ મળી એમ કહે કે દુનિયા હવે પાક થઇ ગઇ.

અરબ જો થે દુનિયામેં ઇસ ફનકે બાની,
નથા કોઇ આફાકમેં જીન્કા સાની,
ઝમાનેને જીન્કી ફસાહત થી માની,
મીટાદી અઝીઝુંને ઉન્કી નીશાની,
સબ ઉન્કે હુનર ઓર કમાલાત ખોકર,
રહે શાએરીકો ભી આખેર ડીબો કર. ૨૩૯

**સાર**—કાવ્ય શાસ્ત્રના ઉત્પાદકો મુળ આરબ લોકો હતા આ વિદ્યામાં તેમનો કોઇ આકાશમાં પણ હરીફ ન હતો, સઘળી દુનિયા તેમની કાવ્ય ચાતુર્યતાની તારીફ કરતી હતી. પરંતુ આપણા કવિઓ તેમના મિત્ર હોવાનો દાવો કરે છે તેણે તેમની નીશાની પણ રહેવા દીધી નહિ તેમની સઘળી કુશળતા તથા વડાઇને ગુમાવી કાવ્ય શાસ્ત્રને પણ ડુબાવી બેઠા.

અદબમેં પડી જાન ઉનકી ઝબાં સે,
જીલા દીનને પાઈ ઉનકે બયાં સે,
સીનાં કે લીયે કામ ઉન્હુંને લેસાં સે,
ઝબાનુંકે કુંચે થે બહડકર સેના સે,
હુએ ઉન્કે શેઅરૂંસે અખલાક સૈકલ,
પડી ઉન્કે ખુત્બુંસે આલમમેં હલચલ. ૨૪૦

સાર—ભાષા શાસ્ત્રમાં તેમનાજ પ્રતાપે પ્રાણ દાખલ થયો હતો, તેમના વર્ણનોથીજ ઈસલામે ઝળકાટ મેળવ્યો હતો, બરછીના કામો તેમણે જીભથી લીધાં હતાં, તીર કરતાં પણ ઝીણી તેમની અણીઓ હતી, તેમના કાવ્યોથી નીતિ-રીતિ પર ઉત્તમ પ્રકારનો ગીલિટ ચડવા પામ્યો હતો. તેમનાજ ભાષણોથી દુનિયામાં સુધારાની ચલવળ ચાલુ થઇ હતી.

ખલફ઼ ઉકકે યાં જો કે જાદુ બયાં હેં.
ફસાહતમેં મકબુલ પીરો જવાં હેં,
બલાગતમેં મશહુર હીન્દુસ્તાં હેં.
વોહ કુચ્છ હેં તો લે દેકે ઇસિ ગુન યાંહે,
કે જબ શેઅરમેં ઉમ્ર સારી ગંવાએં,
તો ભાંડ ઉન્કી ગઝલેં મજાલીસમેં ગાએં ૨૪૧

સાર—તેમનાજ તનુજો જે આજે મોટા વકતા ગણાય છે. વાકયચાતુર્યતામાં નાના મોટામાં પંકાય છે. પ્રૌઢ વાણીમાં હીન્દુસ્તાન ભરમાં વખણાય છે. તે જે કાંઇ છે તે એટલામાંજ છે. કે જ્યારે શાએરીમાં આખી જીંદગી ગુમાવી નાખે ત્યારે ભાંડ લોકો તેમની ગજલો ગાયનના જલસામાં ગાય.

તવાએફકો અઝબર હેં દીવાન ઉન્કે,
ગવૈયુંપે બેહદ હેં એહસાન ઉન્કે,
નીકલતે હેં તકીયુંમેં અરમાન ઉન્કે,
સનાખ્વાં હેં:ઇબ્લીસો શૈતાન ઉન્કે,
કે અકલુંપે પરદે દીયે ડાલ ઉન્હુંને,
હમેં કર દીયા ફ઼ારેગુલ બાલ ઉન્હુંને. ૨૪૨

સાર—તેમની ગજલોના ગ્રંથો તાયફા સ્ત્રીઓને મે.હડે યાદ છે, ગવૈયાઓ પર તેમના અસંખ્ય ઉપકારો છે. ફકીરોના તકીયામાં તેમની મુરાદો પુરી થાય છે. ઇબ્લીસ તથા શેતાનો તેમના અતિ ગુણ ગાય છે. કેમકે તેઓએ અકલોપર પરદાઓ નાખી આપ્યા છે; અને અમોને દીન કે દુનિયા કશાના રહેવા દીધા નથી.

વોહ તીબ જીસપે ગશ હેં હમારે અતબ્બા,
સમઝતે હેં જીસકો બયાઝે મસીહા,
બતાને મેં હે બુખ્લ જીસકે ઓહોતસા,
જીસે એબકી તરહા કરતે હેં અખફા,
ફકત ચંદ નુસખુંકા હે વોહ સફીના,
ચલે આયે હેં જો કે સીના બ સીના. ૨૪૩

સાર—એ વૈદક કે જેમનાપર અમારા હકીમો ફુલ્યા સમાતા નથી. તેને હજરત ઇસા મસીહના નુસખા કરતાં ઓછું સમજતા નથી, તેમને એબની જેમ તો છુપાવતા ફરેછે અને કોઇને બતાવતા પણ નથી. તેમનું આ વૈદક માત્ર કેટલાક નુસખાઓનું પોથું છે કે જે વંશપરંપરા તેમનામાં ચાલ્યું આવે છે.

ન ઉનકો નબાતાત સે આગહી હે,
ન અસલા ખબર માદનીયાતકી હે,
ન તશરીહકી લે કીસીપર ખુલી હે,
ન ઇલ્મે તબીઇ ન કેમીસ્ટ્રી હે,

ન પાનીકા ઇલ્મ ઓર ન ઇલ્મે હવાહે
મરીઝુંકા ઉનકે નીગેહબાં ખુદા હે. ૨૪૪

સાર—વનસ્પતિશાસ્ત્ર સબંધે તેમને કશી પણ માહિતી નથી, ખનીજશાસ્ત્રની પણ તેમને ખબર નથી, શરીર સ્થિતિ વિષે પણ તેમને જ્ઞાન નથી. રસાયન કે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાં પણ તેઓ કાંઇ સમજતા નથી તેમનામાં પાણીશાસ્ત્ર કે વાયુ શાસ્ત્રનો ઇલિમ નથી. તેમના દરદીઓનો રક્ષક ખુદાજ છે.

ન કાનુનમેં ઉન્કે કોઇ ખતા હે,
ન મખઝનમેં અંગુશ્ત રખનેકી જા હે,
સદીદીમેં લીખ્ખા હે જો કુચ્છ બજાહે,
નફીસી કે હર કોલપર જાં ફીદા હે,
સલફ લીખ ગએ જો કીયાસ ઔર ગુમાંસે,
સહીફે હેં ઉતરે હુએ આસમાંસે. ૨૪૫

સાર—તેમના કાનુનમાં કોઇપણ જાતની ભુલ તેઓ માનતાજ નથી, તેમના ભંડારમાં આંગળી મુકવાની પણ જગો નથી. જુના પુરાણા સદીદી તથા નફીસી નામના ગ્રંથમાં જે લખ્યું છે તેજ વ્યાજબી અને તેનાપરજ તેમનો પ્રાણ ફીદા છે. આગળના લોકો અટકળ તથા કલ્પનાથી લખી ગયા છે તે તેમની નજરમાં આકાશથી ઉતરેલા સહીફાઓ જેટલા પ્રમાણ મનાય છે.

વોહ તકવીમ પારીના યુનાનીઉંકી,
વોહ હીકમત કે હે એક ઘોકેકી ટટ્ટી,

યહીં જીસકા ઠેહરા ચુકાહે નીકમ્મી,
અમલને જીસે કરદીયા આકે રદી,
ઉસે વહીસે સમઝે હેં હમ ઝીયાદા,
કોઇ બાત ઉસમેં નહિ કમ ઝીયાદા. ૨૪૬

સાર—ગ્રીક લોકોનું તે પોથું તદ્દન પુરાણું થઇ ગયું છે. તેનું તત્વજ્ઞાન માત્ર છેતરપંડીનો જાળ છે. ખાત્રીએ જેમને નકામું સિદ્ધ કરી આપ્યું છે, અમલ કરતાં જે રદી થઇ ગયું છે, પરંતુ અમારા હકીમો તેને વહી કરતાં પણ શ્રેષ્ટ ગણે છે. તેમાં કોઇ વાત વત્તી ઓછી માનતા નથી.

ઝબુર ઓર તૌરેતો ઇન્જીલો કુરઆં,
બીલ અજમાહેં કાબીલે નસ્ખો નીસ્યાં,
મગર લીખ ગએ જો ઉસુલ એહલે યુનાં,
નહિ નસ્ખો તબદીલકા ઉન્મે ઇમ્કાં,
નહિ મીટતે જબ તકકે આસારે દુનિયા,
મીટેગા કભી કોઈ શોશા ન ઉન્કા. ૨૪૭

સાર—ઝબુર, તૌરેત, ઇન્જીલ અને કુરાનને ભુલભાલ વાળાં જણાવી રદ કરવાનું જણાવે પરંતુ જે યુનાનીઓ લખી ગયા છે તેમાં જરા પણ ભુલ ને સુધારો કરવાનું માનતા નથી તેઓ માને છે કે જ્યાં સુધી દુનિયા બાકી છે ત્યાંસુધી તેમાં એક નુકતા બરાબરનો પણ તફાવત થઇ શકશે નહિ.

નતાયેજ હેં જો મગરબી ઇલ્મો ફનકે,
વોહ હેં હીન્દમેં જલવાગર સો બરસસે,

તાઅસ્સુબને લેકીન વોહ ડાલેહેં પરદે,
કે હમ હકકા જલવા નહિ દેખ સકતે,
દીલુંપર હેં નકશ એહલે યુનાંકી રાએં,
જો અબ વહી ઉતરે તો ઇમાં નલાએં ૨૪૮

**સાર**—પાશ્ચિમાત્ય વિદ્યા–કળાના પરિણામો સૈકાઓ થયા હીન્દુસ્તાનમાં આવી પ્રકાસ્યાં છે. પરંતુ તાઅસ્સુબ યાને ધર્માન્ધતાએ અમારી આંખોપર એવા તો પાટા બાંધી આપ્યા છે કે સત્ય પ્રકાશને અમે જોઇજ શકતાં નથી. અંતઃકરણમાં યુનાનીઓના અભિપ્રાયો એવા તો સજ્જડ જડઇ ગયા છે કે જો આસ્માનથી વહી આવે તોપણ ન માને.

અબ ઈસ ફલસફાપર જો હેં મરનેવાલે,
શફા ઓર મેજસ્ટીકે દમ ભરને વાલે,
અરસ્તુકી ચોખટપે કદમ ધરને વાલે,
ફલાતુનકી ઇકતેદા કરને વાલે,
વોહ તેલીકે કુચ્છ બેલસે કમ નહિ હે,
ફીરે ઉમ્રભર ઓર જહાં થે વહીં હેં. ૨૪૯

**સાર**—આવી પુરાણી ફીલોસોફીપર મરી ફીટવા વાળા પુરાણા હકીમોના વૈદક ગ્રંથોનો દમ ભરવાવાળા છે. એરિસ્ટોટલના દ્વારપર જે પગ ધરનારા છે. પ્લેટોની પેરવી કરનારા છે તેઓ ઘાંચીના બેલ કરતાં કાંઇ ઓછા નથી. ઉમરભર ઘુમ્યા પણ જ્યાં હતા ત્યાંના ત્યાંજ.

વોહ જબ કરચુકે ખત્મ તેહસીલે હીકમત,
બંધી સરપે દસ્તાર ઇલ્મો ફજીલત,
અગર રખતે હેં કુચ્છ તબીયતમેં જુદત
તો હે ઈન્કી સબસે બડી યેહ લીયાકત,
કે ગર દીનકો વોહ રાત કેહદેં ઝબાંસે,
તો મનવાકે છોડેં ઉસે એક જહાંસે, ૨૫૦

**સાર**—જ્યારે તેઓએ વિદ્યા સંપાદન કરી વડાઇની પાઘડી પહેરી લે છે ત્યારે જો કાંઇ તબીઅતમાં ચંચળતા ધરાવે છે તો તેમની મોટામાં મોટી કુશળતા એમાંજ હોય છે કે જો તેઓ દીવસને મુખથી રાત્રી કહી આપે તો છેવટે રાત્રી કબુલ કરાવીને ઉઠે.

સીવા ઇસકે જો આએ ઉન્કો પહડાદે,
ઉનહેં જો કુચ્છ આતાહે ઉસકો બતાદેં,
વોહ સીખીહેં જો બોલીયાં સબ સીખાદે,
મીયાં મીઠ્ઠુ અપનાસા ઉસકો બના દેં,
યેહ લે દે કે હે ઇલ્મકા ઉનકે હાસીલ,
ઉસીપર હે ફખ્ર ઉન્કો ઐનુલ અમાસલ ૨૫૧

**સાર**—ઉપરાંત જે કોઇ આવે તેને વિદ્યા શીખવાડી આપે, તેમને જે કાંઇ આવડે છે તે સઘળુ બતાવી આપે. તેમણે જે જે ભાષાઓ શીખી છે તે સઘળાઓને શીખવાડી પોતાના જેવા મીયાં મીઠ્ઠુ બનાવી આપે. લઇ દઇને તેમના

ઇલમનું આ પરીણામ છે, આટલા ઉપરજ તેઓ ધમાચોકડી મચાવી રહ્યા છે.

ન સરકારમેં કામ પાનેકે કાબીલ,
ન દરબારમેં લબ હીલાનેકે કાબીલ,
ન જંગલમેં રેવડ ચરાનેકે કાબીલ,
ન બાઝારમેં બોઝ ઉઠાનેકે કાબીલ,
ન પઢતે તો સો તરહા ખાતે કમાકર
વોહ ખોયે ગયે ઓર તાલીમ પાકર. ૨૫૨

સાર—સરકાર દરબારમાં કંઇ કામકાજ કરી શકવાની તેમનામાં આવડત નથી. ત્યાં હોઠ હલાવી શકે તેટલી પણ લાયકાત નથી. વગડામાં બકરાં ચરાવવાને કે બજારમાં વૈતરૂં કરવાને લાયક નથી. જો તેઓ ઇલમ હાસીલ ન કરતે તો અનેક માર્ગથી કમાઇને ખાતે. આ તો તેઓ ઇલમ શીખીને ઉલટા હેરાન થઇ ગયા.

જો પુછો કે હઝરતને જો કુચ્છ પઢાહે
મુરાદ આપકી ઈસકે પઢનેસે કીયા હે,
મબ્રાદ ઉસમેં દુનિયાકા ઓર દીનકા હે,
નતીજા કોઇ યાકે ઇસકે સીવા હે,
તો મજઝુબકી તરહા સબ કુચ્છ બકેંગે,
જવાબ ઇસકા લેકીન ન કુચ્છ દે સકેંગે. ૨૫૩

સાર—જો તેમને પુછો કે તમોએ જે ઈલમ હાસલ કીધો છે તેથી તમારો હેતુ શું છે? તેમાં દીનનો લાભ કે

દુનિયાનો લાભ મેળવવો છે? અર્થાત તે ઉપરાંત બીજો કોઇ લાભ છે? તો દીવાનાની જેમ મરજીમાં આવશે તેમ બકવારો કરશે પરંતુ તેનો સીધો જવાબ આપી શકશે નહિ.

ન હુજ્જત રીસાલતપે લા સકતે હેં વોહ,
ન ઇસ્લામકા હક જતા સકતે હેં વોહ,
ન કુરઆંકી અઝમત દીખા સકતેહે વોહ,
ન હકકી હકીકત બતા સકતે હેં વોહ,
દલીલેં હેં સબ આજ બેકાર ઉનકી,
નહિ ચલતી તોપુંમેં તલવાર ઉનકી. ૨૫૪

સાર—રીસાલતને સિદ્ધ કરવા માટે કોઇ દલીલ આપી શકતા નથી. ઇસ્લામની સત્યતા પણ બતાવી શકતા નથી. કુરાને મજીદની શ્રેષ્ટતા દેખાડી શકતા નથી. ન સત્યની સત્યતા સિદ્ધ કરી શકે છે. તેમની સઘળી દલીલો આજે નકામી થઇ પડી છે, તોપો આગળ તેમની તલવારો ચાલી શકતી નથી.

પડે ઉસ મુશકકતમેં હેં વોહ સરાપા,
નતીજા નહિ ઉનકો માલુમ જીરકા,
ગઇ ભુલ આગેકી ભેડેં જો બટીયા,
ઉસી રાહપર પડ લીયા ગલ્લા સારા,
નહિ જાનતે યેહ કે જાતે કીધર હેં,
ગએ ભુલ રસ્તા વોહ યા રાહપર હેં, ૨૫૫

**સાર**—તેઓ એવી માથાકુટમાં તલ્લીન થઇ ગયા છે કે જેનું કાંઇ પરીણામ તેમને યાદ નથી, આગળનાં ઘેટાં માર્ગ ભુલ્યાં તો સઘળું ટોળું તે રસ્તેજ ગુપચુપ ચાલવા લાગી ગયું છે, તેઓ એટલું પણ નથી જાણતા કે ક્યાં જઇએ છીએ, માર્ગ ભુલી ગયા છીએ કે સીધા રસ્તાપર છીએ.

મીસાલ ઉન્કી કોશીશકી હે સાર એસી,
કે ખાઈ કહીં બંદરૂંને જો સરદી,
ઇધર ઓર ઉધર દેરતક આગ ઢુંડી,
નઝર રોશની ઉંનકો આઇ ન ઉસકી,
મગર એક જુગનુ ચમકતા જો દેખા,
પતંગા ઉસે નુરકા સબને સમઝા. ૨૫૬

**સાર**—તેમની કોશીશનું દ્રષ્ટાન્ત એવું છે કે જંગલમાં એક વખત વાંદરાઓને ઘણી સરદી લાગી. તેઓએ સરદી દુર કરવા આસપાસ અગ્નિની ઘણી તપાસ કરી જોઈ, પણ તે મળી શકી નહિ, પરંતુ ચાંદરડાં માફક ચળકતા પતંગયાંને તેઓ અગ્નિ સમજી ઉચકી લાવ્યા.

લીયા જાકે થામ ઓર સબને ઉસીદમ,
કીયા ઘાસ ફુંસ ઉસપે લાકર ફરાહમ,
લગે ઉસકો સુલગાને સબ મીલકે પેહમ,
ન કુચ્છ આગ સુલગી ન સરદી હુઇકમ,
યુંહી રાત સારી ઉન્હુને ગંવાઇ,
મગર અપની મહેનતકી રાહત ન પાઇ ૨૫૭

સાર—વાંદરાઓ તે પતંગીયાને અગ્નિની ચીણુગારી સમજી તે પર ઘાસફુસ નાખી સળગાવવા લાગ્યા. પરંતુ અગ્નિ કાંઈ સળગી નહિ. અને તેમની સરદી દુર થઇ નહિ. આખી રાત્રી તેઓએ ખાલી માથાકુટમાં ગુમાવી પણ તેમને તેમની મહેનતનો બદલો મળ્યો નહિ.

ગુઝરતે થે જો જાનવર ઉંસ તરફસે,
જબ ઇસ કશમકશકમેં ઉન્હેં દેખતે થે,
મલામત બોહોત સખ્ત થે ઉન્કે કરતે,
કે શરમાએ વોહ ઝેમ બાતીલસે અપને
મગર અપની કદસે ન બાઝ આતેથે વોહ
મલામતપે ઔર ઉલ્ટે ગર્રાતેથે વોહ. ૨૫૮

સાર—વાંદરાઓ પતંગીયાપર ઘાસફુસ નાખી સળગાવવાની માથાકુટ કરતા હતા ત્યારે તેમની પાસેથી જે જે જાનવરો પસાર થતા અને તેમને આવી માથાકુટમાં પડેલ જોતા ત્યારે તેઓ વાંદરાઓની બહુજ મલામત કરી તેમની જુઠી માન્યતાને તજી દેવા જણાવતા હતા. પરંતુ વાંદરાઓ પોતાની હઠ છોડતા ન હતા. અને ઉલટા તેમને જે શીખામણ આપતું તેની તરફ ગુસ્સે થઈ કીકીયારીઓ કરતા હતા.

ન સમઝે વોહ જબતક હુવા દીન ન રોશન,
દરી તરહા જો હેં હકીકત કે દુશમન,
ન ઝાડેંગે ગીર્દે તૌહમએ દામન,
પે જબ હોગા નુરે સહર લમઆઅફગન,

બોહોત જલ્દ હો જાયેગા આશકારા,
કે જુગનુંકો સમઝે થે વોહ એક શરારા. ૨૫૯

સાર—જ્યાંસુધી સવાર થઇ સૂર્ય ન ઉગ્યો ત્યાંસુધી વાંદરાઓ ખરૂં સમજી શકયા નહિ. તેવીજ રીતે જેઓ સત્યવાતના શત્રૂઓ છે તે જ્યાંસુધી વ્હેમી ધુળને ઝાટકી નાખશે નહિ ત્યાંસુધી વાંદરાઓની પેઠે જુઠી ધમા ચોકડીમાં મચ્યા રહેશે, પરંતુ જ્યારે સવારના સુર્યનો પ્રકાશ પ્રકટી નીકળશે ત્યારે તેઓને ખુલી રીતે જણાઇ આવશે કે અમો પતંગીયાને અગ્નિની ચીણગારી સમજ્યા હતા.

શરીફુંકી ઓલાદ બે તરબિયત હે,
તબાહ ઉનકી હાલત બુરી ઉનકી ગત હે,
કીસીકો કબુતર ઉડાનેકી લત હે,
કીસીકો બટેરેં લડાનેકી ધત હે,
ચરસ ઓર ગાંજેપે શેદા હે કોઇ,
મદક ઓર ચંડુકા રસીયા હે કોઇ. ૨૬૦

સાર—કુળવાન લોકોની ઓલાદ કેળવણી પામ્યા વગરની છે, તેમની સ્થિતી બહુજ ખરાબ થઇ જવા પામી છે. કોઇને કબુતર ઉડાવવાનું તો કોઇને બટેર લડાવવાનું હડખું લાગ્યું છે, કોઇ ચરસ તથા ગાંજાનો રસીયો છે અને કોઇ મદક તથા ચંડુનો શોખીન છે.

સદા ગર્મ અનપારસે ઉનકી સોહબત,
હરેક રીન્દો ઓબાશસે ઉનકી મીલ્લત,

પહડે લીકખું કે સાયાસે ઉનકો વેહશત,
મદારસકી તાલીમસે ઉનકો નફરત,
કમીનુંકે જરગેમેં ઉમરેં ગંવાઇ,
ઉનહેં ગાલીયાં દેની ઔર આપ ખાની ૨૬૧

સાર—હલકા વર્ગના લોકો સાથે તેમનો સંગ છે. લુચ્ચા તથા સ્વછંદીઓ સાથે તેમને મીલાપ છે. ભણેલા ગણેલાઓના છાંયડાથી પણ તેમને નફરત છે. સ્કુલની કેળવણી તરફ તેમને અણગમો છે. નીચ લોકોના ટોળામાં પોતાનું આયુષ પુરૂં કરી નાંખ્યું, પોતે ગાળો ખાવી તથા તેમને આપવી તે તેઓ તેમનાથી શીખ્યા.

ન ઇલ્મી મદારસમેં હેં ઉનકો પાતે,
ન શાયસ્તા જલસુંમેં હેં આતે જાતે,
પે મેલુંકી રોનક હેં જાકર બહડાતે,
પડે ફીરતે હેં દેખતે ઔર દીખાતે,
કીતાબ ઔર મોઅલ્લીમસે ફીરતે હેં ભાગે
મગર નાચ ગાનેમેં હેં સબસે આગે. ૨૬૨

સાર—સ્કુલ કે કૉલેજોમાં તેઓ નજરે પડતા નથી. સારી સુધરેલાઓની સભામાં તેઓ આવતા જતા નથી. માત્ર મેળાઓમાં જઇ તેની શોભામાં વધારો કરે છે. મેળામાં આમ જોતા જોવાડતા ફરતા રહે છે, કીતાબો તથા ઉસ્તાદોથી દુર ભાગતા રહે છે. :પરંતુ નાચ ગાણામાં સૌ પહેલાંજ જઇ પહોંચે છે.

અગર કીજે ઉન પાક શોહદુંકી ગીનતી,
હવા જીનકે પેહલુસે બચકર હે ચલતી,
મીલી ખાકમેં જીનસે ઇઝઝત બડુંકી,
મીટી ખાનદાનુંકી જીનસે બુઝુરગી,
તો યેહ જીસકદર ખાના બરબાદ હોંગે,
વોહ સબ ઈનિ શરીફૂંકી ઓલાદ હોંગે. ૨૬૩

સાર—તેવા પાક લુચ્ચાઓની ગણત્રી કરીએ કે જેમનાથી હવા પણ બચીને ચાલે છે. જેમનાથી વડવાઓની ઇજ્જત માટીમાં મળી ગઇ છે. જેમનાથી ખાનદાનોની બુઝુરગીપર પાણી ફરી ગયું છે. તો તે સઘળાઓ રઝળુ અને શરીફોની ઓલાદનાજ માલુમ પડશે.

હુઇ ઉનકી બચપનમેં યું પાસબાની,
કે કેદીકી જૈસે કટે જીંદગાની,
લગી હોને સબ કુચ્છ સમઝ બુઝ સીયાની,
ચહડી ભુતકી તરહા સરપર જવાની,
બસ અબ ઘરમેં દુશવાર થમના હે ઉન્કા
અખાડું મેં તકીયુંમેં રમનાહે ઉનકા. ૨૬૪

સાર—તેમની બાલ્યાવસ્થામાં એવી રીતની પાસબાની થઇ છે કે જેવી રીતે કેદીની જીંદગી પસાર થાય છે. જયારે તેઓ કાંઇ સમજણા થવા લાગ્યા ત્યારે જુવાનીએ ભુતની જેમ તેમનાપર સવારી કરી લીધી. બસ હવે તો તેમનો કદમ

ઘરમાં ટકવોજ મુશકીલ છે અખાડા તથા તકીયામાં તેમની હાજરી થવા લાગે છે.

નશેમેં મએ ઇશકકે ચુર હેં વોહ,
સફે ફોજ મીઝગાંમેં માહસુર હેં વોહ,
ગમે ચશ્મ અબરૂમેં રંજુર હેં વોહ,
બોહોત હાથસે દીલકે મજબુર હેં વોહ,
કરેં કીયા કે હે ઇશ્ક તીનતમેં ઉન્કી,
હરારત ભરી હે તબીયતમેં ઉન્કી. ૨૬૫

સાર—ઇશ્કબાજીના નીશામાં તેઓ ચકચુર છે. માશુકની આંખોના નેણુના કેદખાનામાં હમેશાં કેદ છે. તેણીની આંખો તથા ભંમરના ગમમાં તેઓ ગમગીન છે. તેઓ પોતાના દીલને તદ્દન વશ થઇ ગયા છે. તેઓ બાપડા કરે શું! કેમકે ઇશ્ક તેમની પ્રકૃતિમાં દાખલ થઇ ગયું છે. તેમની પ્રકૃતિમાં ઇશ્કની ગરમી ભરેલી છે.

અગર શશ જહતમેં કોઈ દીલરૂબા હે,
તો દીલ ઇન્કા નાદીદા ઉસપર ફીદા હે,
અગર ખાબમેં કુચ્છ નઝર આ ગયા હે,
તો યાદ ઉસકી દીન રાત નામે:ખુદા હે,
ભરી સબકી વેહશતસે રૂદાદ હે યાં,
જીસે દેખીયે કૈસો ફરહાદ હે યાં. ૨૬૬

સાર—ચાર ખંડ ધરતીમાં જો કોઇ ખુબસુરત માશુક હોવાનું સાંભળે તો વગર જોયે તેનાપર ફરેફતા થઇ જાય છે.

જોઃસ્વપ્નામાં તેણીની ખ્યાલી તસવીર જોવાઇ ગઇ તો તેને રાત્રી દિવસ ખુદાને જેમ યાદ કરે છે. દીવાનાઓ સરખી તેમની સ્થિતિ નજરે પડે છે. જેને જુઓ તે શીરીન તથા ફરહાદ થઇ રહ્યા છે.

અગર માં હે દુખિયા તો ઉન્કી બલાસે,
અપાહજ હે બાવા તો ઉન્કી બલાસે,
જો ઘરમેં હે ફાકા તો ઉન્કી બલાસે,
જો મરતા હે કુમ્બા તો ઉન્કી બલાસે,
જીન્હુને લગાઇ હો લો દીલરૂબા સે,
ગરઝ શીર ઉન્હેં કીયા રહી માસીવા સે, ૨૬૭

સાર—જો માતા દુઃખી હોય તો તેમની બલાથી, જો પીતા અપંગ હોય તો તેમની બલાથી, ઘરમાં લાંઘણો થતી હોય તો તેમની બલાથી, જો કુટુંબ મરી જતું હોય તો તેમની બલાથી. બસ જેણે પ્રીયા સંગ પ્રીત બાંધી છે તેને બીજાઓ સાથે સબંધ શું રહ્યો !

ન ગાલીસે દુશનામસે જી ચુરાએં,
ન જુતીસે પૈઝારસે હચ કચાએં,
જો મેલુંમેં જાએં ઓ લુચપન દીખાએં,
જો મેહફીલમેં બેઠેં તો ફીતને ઉઠાએં,
લરઝતે હેં ઓબાશ ઉન્કી હંસીસે,
શુરેઝાં હે રીન્દ ઉન્કી હમસાયગી સે. ૨૬૮

સાર—ગાળ ગલોચ બકતાં જરાપણ અચકાતા નથી.

મારા મારીથી જરાપણ શરમાતા નથી. મેળાઓમાં જાય છે તો ત્યાં લુચ્ચાઇ દેખાડે છે. જો મંડળીમાં બેસે છે તો અનેક ફીતનાઓ ઉભા કરે છે. દુષ્ટમાં દુષ્ટ લોક પણ તેમની મશ્કરીથી થરથરે છે નષ્ટ પુરૂષો તેમના પાડોશના વસવાટથી નાસે છે.

સપુતુંકો અપને અગર બીયાહ દીજે,
તો બહુઉંકા બોઝ અપની ગરદનપે લીજે,
જો બેટીકે પૈવંદકી ફીક્ર કીજે,
તો બદ રાહ હેં ભાનજે ઓર ભતીજે,
યેહી ઝીકના કુબકુ ઘર બઘર હે,
બહુકા ઠીકાના ન બેટીકા બર હેં, ૨૬૯

સાર—જો પોતાના સપુતને પરણાવી દઇએ તો વહુનો બોજ પોતાની ગરદનપર આવી પડે છે. જો પુત્રીના લગનનો વિચાર કરીએ તો ભાણેજ તથા ભત્રીજાઓ અનીતિવાન જણાય છે. આવોજ બળાપો ઘર ઘર ચાલી રહ્યો છે. વહુને ટેકાણું કે પુત્રીને વર નથી.

ન મતલબ નીગારીકા ઉન્કો સલીકા,
ન દરબાર દારીકા ઉન્કો સલીકા,
ન ઉમેદવારીકા ઉન્કો સલીકા,
ન ખીદમત ગુઝારીકા ઉન્કો સલીકા,
કુલી યા નફર હો તો કુચ્છ કામ આએ,
મગર ઉન્કો કીસ મદમેં કોઇ ખપાએ. ૨૭૦

સાર—યુક્તિથી કામ લેવાનો તેમનામાં સલીકો નથી, કચેરીની ઉમેદવારી કરવાની યોગ્યતા તેમનામાં નથી. નોકરી કરવાની પણ આવડત નથી. કુલી કે મજુર હોય તો કાંઇ કામ પણ આવી શકે. પણ એમને કઇ લાઇનમાં જોડી શકાય?

નહિ મીલતી રોટી જીન્હેં પેટ ભરકે,
વોહ ગુઝરાન કરતે હેં સો એબ કરકે,
જો હેં ઉન્મેં દો ચાર આસુદા ધરકે,
વોહ દીનરાત ખાહાં હેં મરગે પીદરકે,
નમુને યેહ આયાનો અશરાફકે હેં,
સલફ ઉન્કે વોહ થે ખલફ ઉન્કે યેહ હેં. ૨૭૧

સાર—જેમને પેટ ભરીને અનાજ પણ મળતું નથી તે સેંકડો એબો કરીને ગુજરાન ચલાવે છે, તેમનામાં જે બે ચાર તવંગર સ્થિતિના છે તેઓ હમેશાં પીતાના મરણને ચાહનારા છે. અશરાફ તથા અમીરોના આ નમુનાઓ છે. તેમના વડીલો કેવા હતા અને આ તેમના વંશજો કેવા છે.

વોહ ઇસલામકી પોદ શાયદ યેહી હે,
કે જીસકી તરફ આંખ સબકી લગી હે,
બોહોત જીસ્સે આયંદા ચશ્મે બેહી હે,
બકા મુનહસર જીસપે ઇસ્લામકી હે,
યેહી જાન ડાલેગી બાગે કોહનમેં,
ઇસીસે બહાર આયેગી ઇસ ચમનમેં. ૨૭૨

સાર—તે ઇસલામના છોડ એજ જણાય છે કે જેમના તરફ સઘળાની દ્રષ્ટિ લાગી રહી છે. તેમનાથીજ ભવિષ્યની ઉન્નતિની આશા છે. ઇસલામ તેમનાથીજ ટકી રહેલો છે તેઓજ ઉજડ બાગમાં જીવનને દાખલ કરશે! તેમનાથીજ બાગે ઇસલામમાં લીલા લહેર થશે!

યેહી હેં વોહ નસલેં મુબારક હમારી,
કે બખશેંગી જો દીનકો ઉસ્તવારી,
કરેંગી યેહી કોમકી ગમગુસારી,
ઇન્હીં પર હેં ઉમીદેં મોકુફ સારી,
યેહી શમે ઇસલામ રોશન કરેંગી,
બડુંકા યેહી નામ રોશન કરેંગી. ૨૭૩

સાર—ઉપર જણાવવામાં આવેલી તેજ અમારી મુબારક નસલો છે કે જે દીનને મજબુતી આપશે, તેઓજ કોમના દુખડાંને દુર કરશે. તેમનાપરજ ભવિષ્યની બધી આશાઓ લટકી રહેલી છે. તેજ ઇસ્લામનો ચેરાગ પ્રકાશિત કરશે વડીલોનું તેજ નામ રોશન કરશે.

ખલફ ઉન્કે અલહક અગર યાં યેહી હેં,
સલફ કે અગર ફાતહાખાં યેહી હેં,
અગર યાદગારે અઝીઝાં યેહી હેં,
અગર નસ્લ અશરાફો આયાં યેહી હેં,
તો યાદ ઇસ કદર ઉન્કી રેહ જાયગી યાં,
કે એક કોમ રેહતીથી ઇસ નામકી યાં. ૨૭૪

સાર—લાયક પૂર્વજોની જો એજ ઓલાદ છે. વડીલોના ફાતેહા પડનાર જો તેઓજ છે. જો વહાલાઓની તેજ યાદગીરી છે જો અશરાફો તથા અમીરોની તેજ નસલ છે તો હવે માત્ર તેમની એટલીજ યાદગીરી અહીં રહી જવા પામશે કે એ નામની એક કોમ અહીં રહેતી હતી.

સમઝતે હેં શાયસ્તા જો આપકો યાં,
હેં આઝાદીયે રાય પર જો કે નાઝાં,
ચલન પર હેં જો કોમકે અપની ખંદાં,
મુસલમાં હેં સબ જીન્કે નઝદીકે નાદાં,
જો ઢુંઢોગે યારૂં કે હમદર્દ ઉન્મેં
તો નીકલેંગે થોડે જવાંમર્દ ઉન્મેં. ૨૭૫

સાર—જેઓ પોતાને આજે સુધરેલા સમજે છે, જેઓ સ્વતંત્ર અભીપ્રાય માટે મનમાં મગ્ન થાય છે, કોમના વર્તન માટે જેઓ હસી રહ્યા છે. મુસલમાનો સઘળા તેમની દ્રષ્ટિમાં નાદાન છે જો તેમનામાં ખરા હમદર્દોની શોધ કરશો તો બહુ થોડા જુવાનો નીકળી આવશે.

ન રંજ ઉન્કે ઇખ્લાસકા ઉન્કો અસલા,
ન ફીક ઉન્કી તાલીમ ઓર તરબીયતકા,
ન કોશીશકી હીમ્મત ન દેનેકો પૈસા,
ઉડાના મગર મુફ્ત એક એકકા ખાકા,
કહીં ઉન્કી પોશાકપર તાન કરના,
કહીં ઉન્કી ખોરાક પર નામ ધરના. ૨૭૬

સાર—તેમને ઇસ્લામીઓની દારિદ્રતાની જરાપણ ચીન્તા નથી. તેમની કેળવણી તથા નીતિરીતિના શિક્ષણની જરાપણ પરવા નથી. માત્ર ખાલી તેમની ધીજજીઓ ઉડાવે છે. કદી તેમના પોશાક માટે ટીકા કરે છે. કદી તેમના ખોરાક માટે નુક્તેચીની કરે છે.

અઝીઝુંકો જીસ બાતમેં એબ પાના,
નશાના ઉસે ફખતીઉકા બનાના,
શનાતતસે દીલ ભાઇયુંકા દુખાના,
યગાનુંકા બેગાના બનકર ચીડાના,
ન કુચ્છ દર્દકી ચોટ ઉન્કે જીગરમેં
ન કતરા કોઇ ખુનકા ચશ્મે તરમેં ૨૭૭

સાર—બંધુઓમાં જે વાતનો એબ જુએ છે તેની પેટ ભરીને મશ્કરી કહે છે. એબ જોઇ મજાક કરી ભાઇઓનાં મન દુખવે છે. પોતાનાને પારકા બનાવી ચીડવે છે. તેમના અંતઃકરણમાં જરાપણ લાગણીનો અસર નથી. તેમની ભીની આંખમાં લોહિનું એક ટીપું પણ નથી.

જહાઝ એક ગીરદાબમેં ફંસ રહા હે,
પડા જીસ્સે જોખુંમેં છોટા બડા હે,
નીકલનેકા રસ્તા ન બચનેકી જા હે,
કોઇ ઉન્મેં સોતા કોઇ જાગતા હે,
જો સોતે હેં વોહ મસ્ત ખાબે ગીરાં હેં,
જો બેદાર હેં ઉન્પે ખંદા ઝનાં હેં, ૨૭૮

સાર—બસ એક વહાણુ વમળમાં ફંસાઇ રહ્યું છે. તેને લઇ હરેક નાનો મોટો જોખમમાં આવી પડયો છે. છુટવાનો માર્ગ કે બચવાની જગો નથી. તેમનામાં કોઈ સુતો છે ને કોઇ જાગતો છે. જેઓ સુતા છે તેઓ તો નિંદ્રામાં ચકચુર પડયા છે અને જેઓ જાગે છે તેઓ સુતેલા માટે હંસી રહ્યા છે.

કોઇ ઉન્સે પુછે કે અય હોશવાલો,
કીસ ઉમ્મીદપર તુમ ખડે હંસ રહે હો,
બુરા વકત બેડેપે આનેકો હય જો,
ન છોડેગા સોતુકો ઓર જાગતુ કો,
બચોગો ન તુમ ઓર ન સાથી તુમ્હારે,
અગર નાવ ડુબી તો ડુબેંગે સારે. ૨૭૯

સાર—કોઇ તેમને પુછે કે એ ડહાપણુવાળાઓ ! કઇ આશાપર તમો હંસી રહ્યા છો ? વહાણુપર આફત આવવાની છે તે સુતેલા કે જાગતા કોઇને પણુ છોડનાર નથી. ન તમો બચશો ન તમારા સાથીઓ બચશો. જો વહાણુ ડુબ્યું તો તમો સઘળા ડુબી જશો.

ગરઝ એબ કીજે બયાં અપને કીયા કીયા,
કે બીગડા હુવા યાં હે આવેકા આવા,
ફકીર ઓર જાહીલ ઝઇફ ઓર તવાના,
તાઅસ્સુબકે કાબીલ હે એહવાલ સબકા,
મરીઝ એૈસે માયુસ દુનિયામેં કમ હેં,
બીગડ કર કભી જો ન સંભલેં વોહ હમ હેં. ૨૮૦

સાર—મતલબ કે તેમના કેટલાક એબ જાહેર કરીએ? અહીં આખી વખારની વખાર બગડવા પામી છે. જ્ઞાની અને અજ્ઞાન, કમજોર અને મજબુત સઘળાઓની સ્થિતિ અફસોસ કરવા લાયક થઈ ગઇ છે. આવા અસાધ્ય દરદીઓ દુનિયામાં બહુજ થોડા હશે. ખરાબ થયા પછી કદીપણ ન સુધરીએ તે અમોજ છીએ.

કીસીને યેહ એક મર્દ દાનાસે પુછા,
કે નેઅમત હે દુનિયામેં સબસે બડી કીયા,
કહા "અકલ જીસ્સે મીલે દીનો દુનિયાં"
કહા "ગર નહો ઉસ્સે ઇન્સાંકો બાહરાં",
કહાં "ફીર અહમ સબસે ઇલ્મો હુનર હે"
કે જો બાઅસે ઇફતેખારે બશર હે" ૨૮૧

સાર—કોઇએ એક ડાહ્યા માણુસને પુછ્યું કે "દુનિયામાં મોટામાં મોટી ન્યામત કઇ છે?" જવાબ આપ્યો કે "એવી બુદ્ધિ કે જેથી દીન તથા દુનિયા પ્રાપ્ત થાય" કહ્યું કે "જો તે માણુસને હાસલ ન થઇ તો પછી? જવાબ આપ્યો કે તો પછી "વિદ્યા-કળા સર્વમાં શ્રેષ્ટ છે, કેમકે તે મનુષ્યો માટે ફખ્ર કરવા લાયક વસ્તુ છે"

કહા "ગર નહો યેહભી ઈસકો મયસ્સર,"
કહા "માલો દોલત હે ફીર સબસે બહડકર,'
કહા "હર હો યેહભી અગર બંદ ઉસપર,"
કહા "ઉસ્પે બીજલીકા ગીરના હે બેહતર,'

વોહ નંગે બશર તાકે ઝીલ્લતસે છુટે,
ખલાયક સબ ઉસ્કી નહુસતસે છુટે. ૨૮૨

**સાર**—પુછ્યું કે " જો તેઃ પણ હાસલ ન થાય તો પછી ? " જવાબ આપ્યો કે " તો પછી નાણું એ સર્વથી શ્રેષ્ટ છે. " પુછ્યું કે " જો તે દ્વાર પણ તેનાપર બંધ હોય તો કેમ ? " જવાબ આપ્યો કે ' તો પછી તેવા માણસપર વીજળી પડે તેજ બેહતર છે. કે જેથી તે ઝીલ્લતથી અને લોકો તેની નહુસતથી મુકત થાય."

મુઝે ડર હે અય મેરે હમ કોમ યારો,
મુબાદા કે વોહ નંગ આલમ તુમ્હી હો,
ગર ઇસલામકી કુચ્છ હમીય્યત હે તુમકો,
તો જલદીસે ઉઠ્ઠો ઓર અપની ખબર લો,
વગરના યેહ કોલ આયેગા રાસ્ત તુમ્પર,
કે હોનેસે ઇન્કા ન હોના હે બેહતર. ૨૮૩

**સાર**—ઓ મારી કોમ ! મને ધારતી છે કે તેવા ઝીલ્લત પમાએલા રખેને તમો ખુદ ન હો. જો ઇસલામની કાંઇ પણ હમીયત તમારામાં હોય તો જલદીથી ઉઠો અને પોતાની સંભાળ લો. નહિતર તમારાપરજ એ બોલ લાગુ પડશે કે " હોવા કરતાં તેમનું ન હોવું બેહતર છે "

રહોગે યુંહી ફારેગુલ બાલઃ કબતક,
ન બદલોગે યેહ ચાલ ઓર ઢાલ કબતક,
રહેગી નઈ પોદ પામાલ કબતક,

ન છોડોગે તુમ ભેડીયા ચાલ કબતક,
બસ અગલે ફસાને ફરામોશ કરદો,
તાઅસ્સુબકે શોઅલેકો ખામોશ કરદો. ૨૮૪

સાર—આવી રીતે બે ફીકર અને નચીન્ત કયાં સુધી રહેશો ? આવો રંગઢગ કયાં સુધી નહિ બદલો ? આ નવો છોડ કયાં સુધી પાયમાલ થતો રહેશે ? તમો વરૂ સરખી ખસલત કયાં સુધી નહિ તજો ? બસ પ્રથમની કહાણીઓને ભુલી જાઓ અને તાઅસ્સુબની અગ્નિને બુઝાવી નાખો.

હકુમતને આઝાદીયાં તુમકો દી હેં
તરક્કીકી રાહેં સરાસર ખુલી હેં,
સદાએં યેહ હર સીમ્તસે આ રહી હેં.
કે રાજાસે પરજા તલક સબ સુખી હેં,
તસલ્લતહે મુલ્કુંમેં અમનો અમાંકા,
નહિ બંદ રસ્તા કીસી કારવાંકા. ૨૮૫

સાર—સરકાર દરબારે સ્વતંત્રતા તમોને આપી છે, ઉન્નતિના માર્ગો બીલકુલ ખુલ્લા પડયા છે. ચારે તરફથી એવી સદાઓ આવી રહી છે કે રાજાથી પ્રજા સુધી સૌ સુખી છે સુલેહ શાન્તીએ દેશપર સત્તા જમાવી છે. કોઈ પણ કાફલાનો રસ્તો બંધ નથી.

ન બદખ્વાહ હે દીનો ઇમાંકા કોઇ,
ન દુશમન હદીસ ઓર કુરઆંકા કોઇ,
ન નાકીઝ હે મીલ્લતકે અરકાંકા કોઇ,

ન માનેઅ શરીયતકે ફરમાંકા કોઈ,
નમઝેં પડો બે ખતર માબદું મેં,
અઝાને ઘડતે સે દો મસજીદું મેં. ૨૮૬

સાર—દીન તથા કોમનો કોઇ બદખાહ નથી, કોઇ હદીસ તથા કુરાનનો શત્રુ નથી. ઇસલામના ફરમાનો ફેલાવતાં કોઇ અટકાવનાર નથી. શરીયતના ફરમાનની કોઇ મનાઇ કરનાર નથી. મસજીદોમાં જઈ વગર ધાસ્તીએ નમાજો પડો અને અઝાન લલકારો.

ખુલી હેં સફર ઓર તીજારતકી રાહેં,
નહિ બંદ સનઅતો હરફતકી રાહેં,
જો રોશન હેં તેહસીલ હીકમતકી રાહેં,
તો હમવાર હેં કસ્બો દોલતકી રાહેં,
ન ઘરમેં ગનીમ ઓર દુશમનકા ખટકા,
ન બાહીરહે કઝ્ઝાકો રાહઝનકા ખટકા, ૨૮૭

સાર—દેશાટણ તથા વેપારના માર્ગો ખુલ્લા પડયા છે. વિદ્યા-કળાના રસ્તાઓ જરાપણ બંધ નથી. ફીલસુફી શીખવાના માર્ગો પ્રકાશી રહ્યા છે. કારીગીરી તથા દોલતના રસ્તાઓ નિર્વિઘ્ન પડયા છે. ઘરમાં શત્રુની કે બહાર લુટારાની ધાસ્તી રહી નથી.

મહીનુંકે કટતે હેં રસ્તે પલું મેં,
ઘરુંસે સીવા ચેન હે મંઝીલું મેં,
હરેક ગોશા ગુલઝાર હે જંગલું મેં,

શબો રોજહે એમની કાફલું મેં,
સફર જો કભી થા નમુના સકરકા,
વસીલા હે વોહ અબ સરાસર ઝફરકા. ૨૮૮

સાર—મહિનાઓના રસ્તાઓ એક પળમાં કપાય છે. ઘર કરતાં મુસાફરીમાં વધુ સુખ છે. જંગલનો દરેક ખુણો બાગ સમાન થઈ ગયો છે. રાત્રી દિવસ કાફલામાં અમન ચમન છે પ્રથમ મુસાફરી દોજખ સમાન ગણત્રી હતી તે આજે ફતેહમંદીનો વસીલો મનાઇ રહી છે.

પહોંચતીહેં મુલ્કુંસેં દમ દમકી ખબરેં,
ચલી આતીહેં શાદીઓ ગમકી ખબરેં,
અયાં હેં હરેક બેરેં આઝમકી ખબરેં,
ખુલી હેં ઝમાને પે આલમકી ખબરેં,
નહિ વાકેઆ કોઇ પીન્હાં કહીંકા,
હે આઇના એહવાલ રૂએ ઝમીંકા. ૨૮૯

સાર—દેશોદેશની ખબરોઃ ઘડી ઘડીમાં આવી પહોંચે છે. ખુશી તથા ગમીની ખબરો તડામાર ચાલી આવે છે. દેશોદેશની શું જમાના ભરની ખબરો જાહેર થઇ ગઇ છે. કોઇપણ સ્થળનો કોઇપણ બનાવ ગુપ્ત રહ્યો નથી. દુનિયાની હકીકત આઇના સમાન ખુલ્લી જણાય છે.

કરો કદ્ર ઇસ અમનો આઝાદગીકી,
કે હે સાફ હર સીમ્ત રાહે તરકકી,
હરેક રાહરૂકા ઝમાના હે સાથી,

યેહ હર સુ સે આવાઝ પેહમહે આતી,
કે દુશમનકા ખટકા ન રાહઝનકા ડર હે,
નીકલ જાઓ રસ્તા અભી બે ખતર હે. ૨૯૦

સાર—આ શાન્તી તથા સ્વતંત્રતાની કદર કરો કે દરેક તરફ ઉન્નતિનો માર્ગ ખુલ્લો છે. દરેક વટેમાર્ગુનો સમય સાથી છે. દરેક તરફથી એવી આવાજ આવી રહી છે કે કે "શત્રુની ધાસ્તી કે લુટારાનો ભય નથી. જલદીથી પસાર થઇ જાઓ કે માર્ગ નિર્ભય છે."

બોહોત કાફલે દેરસે જા રહે હેં,
બોહોત બોઝ બાર અપને લદવા રહે હેં,
બોહોત ચલ ચલાઓ મેં ગભરા રહે હેં,
બોહોતસે ન ચલનેસે પચતા રહે હેં,
મગર એક તુમ્હીં હો કે સોતે હો ગાફીલ,
મુબાદા કે ગફલતમેં ખોટી હોં મંઝીલ. ૨૯૧

સાર—ઘણા કાફલાઓ ઘણો વખત થયા ચાલુ થઇ ગયા છે. ઘણાકો પોતાનો બારબોજ લાધી રહ્યા છે. ઘણાકો ચાલો ચાલો કરતાં ગભરાઇ રહ્યા છે. ઘણાકો ન ચાલવા માટે પસ્તાઇ રહ્યા છે. માત્ર એક તમોજ છો કે ગાફીલ પડયા છો, રખેને તમારી ગફલતમાં ઉન્નતિની ગાડી ઉપડી જાય.

ન બદખ્વાહ સમઝો બસ અબ યાવરૂંકો,
લુટેરે ન ઠેહરાહો તુમ રાહબરૂંકો,
દો ઇલઝામ પીછે નસીહત ગરૂંકો,

ટટોલો ઝરા પેહલે અપને ઘરૂંકો,
કે ખાલી હેં યા પુર ઝખીરે તુમ્હારે,
બુરે હેં કે અચ્છે વતીરે તુમ્હારે. ૨૯૨

**સાર**—તમારા સહાયકોને બસ હવે બદખ્વાહ સમજો નહિ. રાહબરોને લુટારા ઠેરાવો નહિ. બોધ આપનારપર આક્ષેપો મુકો નહિ, પ્રથમ તમો પોતાનાં ઘરોનેજ તપાસી જુઓ કે તમારી વખારો ખાલી છે કે ભરેલી છે. તમારા રંગઢંગ સારા છે કે ખરાબ છે?

અમીરૂંકી તુમ સુન ચુકે દાસતાં સબ,
ચલન હો ચુકે આલીમુંકે બયાં સબ,
શરીફુંકી હાલત હે તુમ્પર અયાં સબ,
બીગડને કો તૈયાર બૈઠે હેં યાં સબ,
યેહ બોસીદા ઘર અબ ગીરાકા ગીરા હે,
સીતુ મરકઝે સીકલસે હટ ચુકા હે. ૨૯૩

**સાર**—હવે તમો અમીરોની દાસ્તાન સાંભળી ચુકયા, આલીમ લોકોના રંગઢંગ બયાન થઇ ચુકયા. ખાનદાન લોકોની હાલત તમારાપર જાહેર થઇ ગઈ, સઘળાઓ બગડવાને તૈયાર બેઠા છે. આ જીર્ણ ઘર હવે પડું પડું થઇ રહ્યું છે. તેના ટકવાનો મધ્યસ્થ સ્તંભ પોતાની મુળ જગો છાંડી ગયો છે.

યેહ જો કુચ્છ હુવા એક શમ્મા હે ઉસકા,
કે જો વકત યારૂં પે હે આને વાલા,
ઝમાનેને ઉંચેસે જીસકો ગીરાયા,

વોહ આખરકો મીટ્ટીમેં મીલકર રહેગા,
નહિ ગરચે કુચ્છ કોમમેં હાલ બાકી,
અભી ઓર હોના હે પામાલ બાકી. ૨૯૪

સાર—આપણા બંધુઓપર જે વખત આવવાનો છે તેની માત્ર એક રતીજ બયાન થઇ છે. સમયે તેને ઉચેથી લઇ નીચે પટકેલ છે. છેવટે તે માટીમાં મળી જઇ માટી થઇ રહેશે. જોકે કોમમાં કાંઇપણ હાલહવાલ બાકી નથી, હજુ પણ વિશેષ પાયમાલી થવી બાકી છે.

યહાં હર તરકીકી ગાયત યેહી હે,
સરંજામ હર કોમો મીલ્લત યેહી હે,
સદાસે ઝમાનેકી આદત યેહી હે,
તીલસ્મે જહાંકી હકીકત યેહી હે,
બોહોત યાં હુએ ખુશ્ક ચશ્મે ઉબલ કર,
બોહોત બાગ છાંટે ગયે ફુલ ફલ કર. ૨૯૫

સાર—અત્રે હરેક ઉન્નતિનો મુળ ઉદ્દેશ એજ છે. હરેક કોમ તથા દીનનું છેવટ એજ છે. ઝમાનાની હંમેશાંથી એજ આદત છે. જમાનાના જાદુની હકીકતજ એવી છે કે, અહીં ઘણા ચશ્માઓ ઉછળીને સુકાઇ ગયા છે. ઘણા બાગો ફળી ફળીને કપાઇ ગયા છે.

કહાં હે વોહ એહરામ મીસરીદે બાની,
કહાં હેં વોહ ગુરદાને ઝાંબેલસ્તાની,
ગએ પેશદાદી કીધર ઓર કીયાની,

મીટાકર રહી સબકો દુનિયાએ ફાની,
લગાઓ કહીં ખોજ કલદાનીઉં કા,
બતાઓ નશાં કોઇ સાસાનીઉંકા. ૨૯૬

સાર—મીસરના પ્રખ્યાત મીનારાઓના કર્તા કયાં છે? રૂસ્તમ પેહલવાનનું ખાનદાન કયાં છે? પેશદાદી તથા કયાની બાદશાહો કયાં છે? સઘળાઓને આ દુનિયા બરબાદ કરી ચુકી છે. કલદાની લોકોની કોઇ શોધ કરીને તો બતાવો! કોઇ સાસાની લોકોનો પત્તો તો શોધી કહાડો!

વોહ એક હે જીસકો દાયમ બકા હે,
જહાંકી વરાસત ઉસીકો સઝા હે,
સીવા ઉસકે અંજામ સબકા ફના હે,
ન કોઇ રહેગા ન કોઇ રહા હે,
મુસાફર યહાં હેં ફકીર ઓર ગની સબ,
ગુલામ ઓર આઝાદ હેં રફતની સબ. ૨૯૭

સાર—માત્ર તે ખુદાની જાત બાકી રહેવાવાળી છે. દુનીયાનો વારસો તેનેજ સજાવાર છે. તેના સિવાય સઘળાનું છેવટ ફનામાં છે. કોઇ રહ્યું નથી તેમ કોઇ રહેનાર નથી. અહીં ગરીબ તથા તવંગર સઘળાઓ મુસાફર છે. આઝાદ તથા ગુલામ સઘળા ચાલી નીકળનારા છે.

સમાપ્ત

# ઈસલામી ભાઈઓને ખુશ ખબર.

## નવાં ઇસલામી પુસ્તકોનું સરઘસ.

### સર સઈયદ એહમદ.

અલીગઢ કૉલેજના સ્થાપક તથા હીન્દના એક મહાન સુધારક સર સઇયદ એહમદખાનનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર, તેમના કૉલેજ તથા મુસલમાન સુધારા માટેનાં પરાક્રમો, તેમના આત્મિક બળની નવાઇ સરખી વાતો, તેમણે ઇસલામની બજાવેલી સેવાની હારમાળા વીગેરે વીગેરે કીંમત ૦—૬—૦ પો. ૦—૧—૦

### ઇસલામની ચડતી, પડતી.

ઇસલામની સ્થાપના પુર્વેની હકીકતથી લઇ આજ સુધીની ઇસલામીઓની સ્થિતિનો ચિતાર અસરકારક અને આકારી નજમમાં મોલાના અલતાફ હુસેન હાલીએ આપ્યો છે. તે ગુજરાતિ લીપિમાં આપી તેનો નીચે તરજુમો આપ્યો છે. આ પુસ્તક માટે એટલુંજ કહેવું:બસ છે, કે કોઇએ સર સઇયદ એહમદને પૂછ્યું કે, ઓ ! સઇયદ ! જ્યારે ખુદા તને પુછશે કે તુ મારા માટે શું હદીઓ લઇ આવ્યો ત્યારે તુ શું જવાબ આપશે ! સર સઇયદે કહ્યું કે હું એમ જવાબ આપીશ કે હાલી પાસેથી મુસદ્દસ ( ઇસલામની ચડતી પડતી ) લખાવી લાવ્યો.

કીંમત ૦—૧૨—૦ પો. ૦—૧—૦

## ઉમ્મતનો વિલાપ.

ઇસ્લામના મહાન સ્થાપક હજરત મોહંમદ સ. પાસે ઉમ્મત પોતાની કફોડી સ્થિતિનો વિલાપ કરી દોઆ માગે છે. આવી ઇસલામની આબાદ કફોડી સ્થિતિનું ચિત્ર બીજા કોઇથી ચીત્રી શકાયું નથી. ગુજરાતી તરજુમા સાથે આપેલ છે.

કીંમત ૦–૨–૦ પો. ૦–૦–૬

## ઇસ્લામીઓનો હીન્દને ઠપકો.

હીન્દમાં ઇસલામીઓ આવ્યા ત્યારે તેમનામાં જે જે સદગુણો હતા તે બતાવી તેમની આજની સ્થિતિ માટે હીન્દુસ્તાનને અસરકારક અને આકરી ભાષામાં ઠપકો આપ્યો છે. ઠપકાની સંખ્યા ૧૩ છે. દરીયાને કુંજામાં ભરી આપ્યો છે. વાંચનારની રગોમાં નવું જીવન ઉત્પન્ન કરવાનો તેમાં જાદુ ભરેલો છે.

કીંમત ૦–૪–૦ પો. ૦–૦–૬

## શીરદોસે બરીં.

હસન બિન સબ્બાહનાં કાવત્રાંને નોવેલની સાંકળમાં પરોવી એવી તો રસથી ઝઝરતી વાર્તા બનાવી છે કે એક વખત હાથમાં લીધી કે તેને પુરી કર્યા સિવાય છોડી દેવાની હીંમતજ નહિ કરી શકો. બનાવટી બહેસ્તના ભયંકર અને દીલ ધુજાવનારા ભેદ ભરમોથી ભરપુર વળાં સાથની આ વાર્તા, સઘળી

રસીલીમાં રસીલી વાર્તાઓની સરખામણીમાં એક આગેવાન દરજ્જો ભોગવે તેવી છે. અસલ કીંમત રૂા. ૧ાા ઘટાડેલી કીંમત રૂા. ૧ પોસ્ટેજ ૨ આના.

## હસન બિન સબ્બાહ.

બાતીન્યા ધર્મના દાઇ અને એક વિચિત્ર પુરૂષની જીંદગીનું હેરત ઉપજાવનારૂં જીવન ચરિત્ર, ઇસમાઇલી ધર્મની હકીકત, મીશન પદ્ધતિ અને યુરોપિયન પુસ્તકોના ઘરડા પુરૂષ માટેના લેખોના ઉતારા સાથે ઇનસાનની બુદ્ધિ કે જે કીરતારની બક્ષેલી અમુલ્ય ન્યામત તેનો સદઉપયોગ અને ગેરઉપયોગની સરખામણીનું નીકળી આવતું ચિત્ર વાંચનારને અજાયબીથી છક કરી નાખે તેવું છે. નવી આવૃતિ–કીંમત ૧૦ આના પોસ્ટેજ ૧ આનો.

## મુલ્લાં દો પ્યાજા.

મોગલ શહેનશાહ અકબરના દરબારના પ્રખ્યાત હીરા અબુલ હસન મુલ્લાં દો પ્યાજાનું અદભુત અને હેરત પમાડનારૂં જીવન ચરિત્ર. ગુજરાતી ભાષામાં એક અમુલ્ય ન્યામત, મુલ્લાં દો પ્યાજાના ચટપટા અને મસાલેદાર લતીફાઓ, વાત વાતમાં હસાવનારા નુકતાઓ, જીન્દા દીલીના અદભૂત સફાઓ, વાક્ય ચાતુર્યતા અને સમયસૂચકતાના પહેલવાનના કારનામાઓ બીરબલને વારંવાર નીચું જોવાડનાર ચલતા પુરઝાના રંગેરંગી કીસ્સાઓ કીંમત ૦–૫–૦ પો. ૦–૦–૬

# શ્રી જ્ઞાનેશ્વર પ્રસન્ન.

## KNOWLEDGE IS GOD.

## દવા વિના વાણી શુધ્ધીનો ઉપાય !

## DRUGLESS HEALING FOR STAMMERERS!

દેશના આંકડા શાસ્ત્રીઓએ (statistics)એવું પ્રમાણ કહાડ્યું છે કે દર હજાર મનુષ્યોમાં ત્રણથી પાંચ સુધી તોતડાઓ, બોબડાઓ, અને મુંગાઓ હોય છે. એ દરદ બીજા માફક દવાઓથી મટતું નથી. તોતડાઓની જીંદગી બહુજ કંટાળ્યા ભરેલી હોય છે ઘણાક તોતડાઓ આપઘાત કરવાનું પસંદ કરે છે. અમે એવા તોતડાઓને સારૂં બોલતા કરીએ છીએ. ફી દર માસે રૂ. ૫૦ પડશે. દરદીએ રૂબરૂ મળવું બહાર ગામના દરદીઓએ ફોટો મોકલી (વાયલ ફી રૂ. ૨ સાથે) દરદનું નીદાન પરીક્ષા કરી અમારો જવાબ મળતાં અહીંયા આવવું. સાઠ વરસ ઉપરના દરદીઓએ આવવાની તસ્દી લેવી નહિ. હમેશ પત્ર વ્યવહાર ચલાવતી વખતે જવાબ માટે ટીકીટ બીડવી.

**ઠેકાણું—પ્રો. એમ. એમ. સુરતકર ઓકલ્ટ સાયંટિસ્ટ.**

**અને દવા વગર દરદો મટાડનાર.**

**૩ જો માળો, હાથી બીલ્ડીંગ, કાલબાદેવી રોડ.**

**ભાંગવાડીને નાકે—મુંબઈ.**

# જીવન.

આ જીવન ખાવાથી શકિત વધે છે. પાચનશકિત સુધરે છે. વીર્ય અને લોહી સુધારે તથા વધે છે. મગજને પુષ્ટી મળ-વાથી બુદ્ધિ અને યાદ દાસ્ત વધે છે, ક્ષય, ઉરક્ષત, શ્વાસ, કંઠરોગ, હૃદય રોગ, પીત, જીર્ણજ્વર, ગરમીના દર્પ દસ્તની કબજીયાત અને શરીર ઉપર થતા સર્વે પ્રકારનો દાહ મટે છે, દર ત્રીસ તોલા જીવનથી ભરેલ ડબાનો રૂપિયો એક પેકીંગ પોષ્ટેજ મંગાવનારને શીર.

**નયનામૃત**–આ લાલ સુરમો વાપરવાથી આંખે થતા ફુલાં ડોળ, વેલ મોતીઆ, સુવા, આંજણીઓ પરવાળાં, ઝામરવા, તાપોડીયા, ખીલ, છારી અને ઝાંખ મટી જાય છે. સવા તોલાની શીશીનો રૂપીઓ એક પેકીંગ પોસ્ટેજ મંગાવનારને શીર.

**દ્રાક્ષારસ**–આ દ્રાક્ષારસ પીવાથી પાચન શકિત વધે છે. દસ્તની કબજીયત દુર થાય છે. રકતપીત, ઉધરસ, છાતીમાં થએલ ક્ષય, ક્ષય, ઝાડાની બીમારી વિગેરે મટે છે પુરૂષાતવ વધે છે. લોહી સુધરે છે. દરેક બાટલીનો રૂપીઓ દોઢ પેકીંગ પોષ્ટેજ મંગાવનારને શીર છે.

**કેશ કલપ**–પચીસ તોલા કલપથી ભરેલ એક ડબાના બાર આના પેકીંગ પોષ્ટેજ મંગાવનારને શીર.

તમામ દર્દીઓને સલાહ મફત આપવામાં આવે છે. અમારી સાથેના પત્ર વ્યવહાર પ્રસંગે અર્ધા આનાની ટીકીટ મોકલા-વવી. એજન્ટો જોઇએ છીએ.

વઢવાણ શહેર કાઠીયાવાડ } **શાહ નારણજી અમરશી.**

# કેળવણી સંબંધી હદીસો.

**હદીસ પહેલી**—" કેળવણી સંપાદન કરો, જો કે તે ચીનમાં હોય."

**હદીસ બીજી**.—' કેળવણી સંપાદન કરવી એ દરેક મુસલમીન સ્ત્રી તથા પુરૂષપર ફરજ છે."

**હદીસ ત્રીજી**—" એક બાળકને કેળવણીના કામમાં તુટી કલમથી મદદ કરવી એ અણુ કોમેસના પહાડ જેટલું સોનું દાનમાં આપ્યા બરાબર છે."

**હદીસ ચોથી**—" સિત્તેર આબીદો કરતાં એક મોઅલ્લીમ (શિક્ષક) વધારે નેક છે."

**હદીસ પાંચમી**—" જે માણુસ કેળવણી સંપાદન કરવા જાય છે તેના પગની નિચે ફરીસ્તાઓ પોતાની પાંખો પાથરે છે. અને સમુદ્રની માછલીઓ તથા દરેક વસ્તુ તેને આશીર્વાદ આપે છે. અને દરેક પગલું ઉપાડવા બદલ સવાબ થાય છે."

**હદીસ છઠ્ઠી**—' દરરોજની પાંચ વખતની ફરજીઆત નિમાજ પડવા સિવાયની બીજી નિમાજો પડવા કરતાં કેળવણી સંપાદન કરાવવામાં વધારે સવાબ છે."

**હદીસ સાતમી**—" જે આલીમને લીધે લોકોને કેળવણી સંપાદાન થાય તે આલીમની યોગ્યતા સિતેર હજાર આબીદો (ભકતો) કરતાં વિશેષ છે."

**હદીસ આઠમી**—" કેલવણી એ ઉત્તમમાં ઉત્તમ નેકી અને ઉત્તમમાં ઉત્તમ કમાણી છે."

**હદીસ નવમી**—" કલેજાનું લોહી પાડીને અથવા દરીઆમાં ડૂબીને પણ કેળવણી સંપાદન કરો."